૩૮૨૪

# ભૂગોળ વિદ્યા

ભાગ ૧ લો.

---

# યૂરોપ ખંડ.

૩૮૨૪

# ભૂગોળ વિદ્યા.

## યૂરોપ ખંડનું વર્ણન,

### ભાગ ૧ લો.

---



---

પેહેલી આવૃતિ.
(૨,૦૦૦ પ્રત.)



મુંબઇ:
જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં છાપ્યુ છે.

---

૧૮૮૯.

# સૂંચના.

---

બાલકીઓની શાળાઓ જેમાં હું 'સેક્રેટરી' છું ત્યાં આજ કંઈ મુદ્દત થઈ એક સારી યૂરોપની ભૂગોળની ગેરહાજરીની ફર્યાદ ચાલ્યા કરતી હતી. પછી એકવાર એવો આવ્યો કે કોઈબી જાતની ભૂગોળ નહીં મળવાથી યૂરોપની ભૂગોળ શિખાડવાનું મુશ- કેલ થઇ પડયું. આ ઉપરથી મેં આ નવી સંક્ષેપમાં ઉપજાવી કાઢી છે. ઈંગ્લાંડની શાળાઓમાં ચાલતી છેક નવી ભૂગોળોને આધારે આ નાનુ પુસ્તક રચ્યું છે અને જેમ બને તેમ બાળકોને સમજ પડે એવી વિગતો આપી છે. યૂનિયન પ્રેસમાંથી તથા સરકારી કેળવણી ખાતાંમાંથી બે બહુ સારી ભૂગોળો બાહાર પડી હતી તેમાંથી પણ કંઈક મદદ લીધી છે. આ છેલ્લાં પુસ્તકો છપાયા પછી યૂરોપમાં જે રાજકારી ફેરફારો થઇ નવાં રાજ્યો જેવાંકે બલ્ગેરિઆ, સર્વિયા અને મોન્ટિનીગ્રો સ્થાપ્યામાં આવ્યાં છે તેનું વર્ણન અત્યાર લગીનું લીધું છે.

જાં. બે. મ.

# ભૂગોળ વિદ્યા.

---

## યૂરોપખંડ.

પૃથ્વિના સઘળા ખંડોમાં યૂરોપખંડ સર્વેથી નાહાનો છે અને પૂર્વ ગોળાર્ધની વાયવ્ય ખૂણે એટલે જે ઉત્તર પશ્ચિમ દિશાએ આવેલો છે.

### સીમા અથવા મર્યાદા.

**ઉત્તરે**—ઉત્તર મહાસાગર.

**પૂર્વે**—યૂરલનાં પર્વતો, યૂરલ નદી અને કાસ્પિયન સમુદ્ર.

**દક્ષિણે**—કોકસસના પર્વતોની ઘટા, કાળો સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર.

**પશ્ચિમે**—આટલાન્ટિક માહાસાગર.

**યૂરોપનો** વિસ્તાર લગભગ ૪૦ લાખ ચોરસ મૈલ છે.

**યૂરોપની** વધતામાં વધતી લંબાઇ, પૂર્વેથી પશ્ચિમ ગણતાં સૂમારે ૩૪૦૦ મૈલની થાય છે અને વધતામાં વધતી પોહોળાઇ ઉત્તરથી દક્ષિણ સુધી ૨૪૦૦ મૈલ છે. એ ખંડ આપણા હિંદુસ્તાન કરતાં ત્રણ ગણો મોટો છે અને સઘળી પૃથ્વિ ઉપર જમીનનો જેટલો ભાગ છે તેનો ૧૪ મો ભાગ એ ખંડ રોકે છે.

આ ખંડમાં જમીનની કિનારી સમૂદ્રથી ઝાઝી કપાયલી છે એટલે કે જયાં ત્યાં સમૂદ્ર કિનારીની બહાર ન રેહતાં દેશોની માંહે ગયલો છે. આ પ્રમાણે આખા યૂરોપ ખંડની કિનારીની લંબાઇ માપ્યે તો ૨૦૦૦૦ મૈલ થાય.

## મુખ્ય દેશો.

(જમીનનો એક ભાગ કે જેમાં ઘણા ઇલાકા અને પ્રાંતો હોય તેને દેશ કહે છે.)

| | | |
|---|---|---|
| ૧ ઇંગ્લાંડ. | ૮ હાલંડ. | ૧૫ સ્વિતઝર્લાંડ. |
| ૨ સ્કાટલાંડ. | ૯ જર્મન શાનશાહત. | ૧૬ ઈટલી. |
| ૩ આયર્લાંડ. | ૧૦ ડેનમાર્ક. | ૧૭ ટર્કી. |
| ૪ ફ્રાંન્સ. | ૧૧ નાર્વે. | ૧૮ રૂમાન્યા. |
| ૫ સ્પેન. | ૧૨ સ્વિડન. | ૧૯ સર્વીયા. |
| ૬ પોર્તૂગાલ. | ૧૩ રૂશિયા(તેમાં પોલાંડ.) | ૨૦ મોન્ટિનીગ્રો. |
| ૭ બેલજિયમ | ૧૪ આસટ્રિયા–હંગેરી. | ૨૧ ગ્રીસ. |

## ટાપુઓ.

(જમીનનો એક ભાગ જે ચોમેરથી પાણીએ ઘેરાયલો હોય તેને ટાપુ અથવા બેટ કરી કહે છે.)

**ઉત્તર મહાસાગરમાં** નોવા ઝેમ્બલા (એનો અર્થ નવી ભૂમી એવો થાય છે) સ્પિત્સબર્જેન (એટલે જે અણિયાળા પાહાડો) ફ્રાંન્ઝજોસફ લાંડ (આસ્ત્રિયાના શાનશાહ ઉપરથી નામ પડયું છે), વેગાટસ કોલગીવ, લોફોડેન.

**આટલાન્ટિક મહાસાગરમાં** ગ્રેટ બ્રિટન અને આયર્લૅાંડ, આઇસલાંડ, ફેરોઇ, એઝોર્સના ટાપુ.

આમાં ગ્રેટ બ્રિટન એ બ્રિટીષ સરકારનું મોહા બળવાન રાજ્યવાળું ટાપુ છે. તે સિલાન અથવા લંકાંના ટાપુ કરતાં ૩ા ગણું મોટું વિસ્તારવાળું છે.

ફેરોઈના ટાપુ બ્રિટન અને આઇસલાંડની વચ્ચે આવેલાં છે અને એઝોર્સના ટાપુ પોર્તુગાલની પશ્ચિમે ઝુમખંડાના આકારમાં આવેલાં છે.

**કાટીગાટની સામુદ્રધૂનિમાં** ઝીલાંડ, ફ્યુનાન, લાઆલાંડ.

**બાલ્ટિક સમુદ્રમાં** ઓાઇલાંડ, ગોથલાંડ, ઓાઇસલ.

**ભૂમધ્ય સમુદ્રમાં** મેજોર્કા, માઈનોર્કા, આઈવીઝા, કોર્સિકા, સાર્ડીનિયા, સિસિલી, માલ્ટા, આયોનિયન ટાપૂઓ, કેન્ડિયાં.

સિસિલીનું ટાપુ ભૂમધ્ય સમુદ્રમાં સર્વેથી મોટું છે,

**આર્કીપીલેગોમાં** નેગ્રોપાન્ટ અને સાઇક્લેડીસ.

## દ્વીપકલ્પો.

(જમીનનો જે ભાગ ઘણો ખરો બધી બાજુઓથી પાણીએ ઘેરાયલો હોય અને એકજ જગાએથી જમીનને વળગેલો હોય તેને દ્વીપકલ્પ કહે છે.)

**સ્કેનડિનેવિયા**—આમાં નાર્વે અને સ્વિડન આવેલાંછે.

**જટલાંડ**—ડેનમાર્કનો જે ભાગ કાટીગાટ અને ઉત્તર સમુદ્રની વચ્ચે નીકળી આવ્યોછે તે.

**સ્પેન અને પોર્તૂગાલ**—એ બે મળીને પણ એક દ્વીપકલ્પ થાયછે.

**ઇટાલી, ગ્રીસ, ક્રિમીયા અને મોરીઆ**—મોરીઆનો દ્વીપકલ્પ ગ્રીસની સાથે કોરિન્થની સંયોગીભૂમિથી જોડાયલો છે. ક્રિમીયાનો દ્વીપકલ્પ યૂરોપ ખંડ સાથ પિરિકોપની સંયોગી ભૂમિથી જોડાયલોછે.

આ સઘળા દ્વીપકલ્પો યૂરોપ ખંડનો ચોથો ભાગ જેટલી જગા રોકેછે અને જટલાંડ સિવાય બાકીના સઘળાની દિશા ઉત્તરથી દક્ષિણ ભણીછે.

## ભૂશિર અથવા કેપો.

જમીનની જે અણી લાંબી થઇને અથવા વધીને સમુદ્રમા ગયલી હોય તેને ભૂશિર અથવા ભૂસ્લાકા કેહેછે.)

**નાર્થ કેપ** નાર્વેની ઉત્તરે; **નેઝ કેપ** નાર્વેની દક્ષિણે; **સ્કા** ડેનમાર્કની ઉત્તરે; **ડનકન્સ બે હેડ** સ્કાટલાંડની ઉત્તરે; **કેપ કિલયર** આયર્લાંડની દક્ષિણે; **લાન્ડઝએન્ડ** ઈંગ્લાંડની નૈરૂત્ય ખૂણે; **કેપ લાહેગ** ફ્રાંન્સની વાયવ્ય ખૂણે; **કેપ ઓર્ટિગાલ** અને **કેપ ફિનિસ્ટેર** સ્પેનની વાયવ્ય ખૂણે; **કેપ સેંન્ટ વિન્સેંન્ટ** પોર્તૂગાલની નૈરૂત્ય ખૂણે; **કેપ સ્પાર્ટિવેન્ટો** અને **લ્યુકા**, ઇટાલીની દક્ષિણે; **કેપ માટાપાન** ગ્રીસની દક્ષિણે; **કેપ રોકા** (એટલે જે લિસ્બનનો ખડક) પોર્તૂગાલની પશ્ચિમે; **તારીફા** સ્પેનની દક્ષિણે, **કેપ રાથ** સ્કાટલાંડની ઉત્તરે.

# પર્વતો.

(જમીન ઉપર ઘણા ઊંચા અને ઘણા પોહોળા ડુંગરો હોય તેને પર્વતો કેહેછે.)

**યુરલના પર્વતો** જે યુરોપ ખંડની ઇશાન ખૂણે એટલે જે ઊત્તર પૂર્વે છે તેનો કેટલોક ભાગ એશિઆ ખંડમાં પણ જાય છે. આ પર્વતની ઊંચામા ઊંચી ટોંચ ૫૪૦૦ ફીટ છે.

**કાકેસસના પર્વતો** જે દક્ષિણ પૂર્વ સીમામા છે તેમા મુખ્ય પાહાડ **અલબરૂઝ** નામનો આવેલો છે જે ઊંચાઈમા ૩॥ મૈલ છે અને તેની ટોંચ યુરોપમાં સર્વેથી ઊંચી છે.

**આલ્પસના પર્વતો**—યુરોપની અધવચે આવેલા છે. એની સર્વેથી ઊંચી ટોંચ ૩ મૈલ ઊંચી છે અને તે **મોન્ટ બ્લાં** ને નામે ઓળખાય છે. બ્લાં એ શબ્દનો અર્થ ઉજળો થાય છે. આ ટોંચ ઊપર હંમેશ બરફ પડયો રેહેછે તે ઊપરથી એનુ નામ પડયું છે.

આલ્પસ પર્વતો માં ઘણીક ખીણો આવેલી છે અને તેમાંથી નદીઓ બાહાર પડી ઘણાક દેશો ઊપર પંથરાય છે.

**અપીનાઇન્સ ના પર્વતો** ઇટાલીમાં ઊત્તરથી દક્ષિણ દિશાએ દોડે છે.

આ પાહાડો આલ્પસના છેડાથી શીરૂ થાય છે. એની સરાસરી ઊંચાઇ સૂમારે ૪૦૦૦ ફીટની છે. આની સર્વેથી ઊંચી ટોંચ જેને **મોન્ટ કોર્નો** કેહે છે તે ૯૫૪૩ ફીટ ઊંચી છે. અને તે વર્ષના કેટલાક મહીના બરફથી ઢંકાયલી રેહે છે.

**કાર્પેથિયન પર્વતો** આસટ્રિયાની ઉત્તર પૂર્વે છે. એની ઊંચામાં ઊંચી ટોંચ સમુદ્રની સપાટીથી ૯૫૨૮ ફીટ ઊંચી કેહવાય છે.

**બાલ્કન પર્વતો** કાળા સમુદ્રથી પશ્ચિમ ભણી તુર્કસ્તાનમાં છે. તેઓ સરાસરી ૩૦૦૦ ફીટ ઊંચા છે પણ એક ટોંચ જેનુ નામ **ચારડાગ** છે તે ૮૮૪૦ ફીટ ઊંચી છે.

**પિરિનીઝ પર્વતો** ફ્રાંન્સ અને સ્પેનની વચ્ચે છે. આ પાહાડોની સરાસરી ઊંચાઈ ૭૦૦૦ ફીટ છે. ઊંચાંમા ઊંચી ટોંચ ૧૧૧૬૮ ફીટ કેહેવાય છે. આ માંહેની કેટલીક ટોંચો ઉપર બારો માસ બરફ પડયું રેહે છે.

**સ્કાનડિનેવ્યન પર્વતો** નાર્વેના કોસ્તા ઉપર છે. આગાઉ નાર્વે અને સ્વિડન સ્કાનડિનેવ્યા ને નામે ઓળખાતાં હતાં તે ઉપરથી આ પર્વતોનુ નામ પડયું છે. **ડાવરફિલ્ડ** નાંમના પર્વતો પણ આ પાહાડોનો એક ભાગ છે.

**ગ્રાંમ્પિયન પર્વતો** સ્કાટલાંડમાં છે. એની સર્વેથી ઉંચી ટોંચ **બેન નિવીસ** સમુદ્રની સપાટીથી ૪૪૦૬ ફીટ ઊંચી છે.

## જવાળા મુખી પર્વતો.

(જે પાહાડોમાંથી ધૂમાડો, બળતાં, તથા ગરમીથી રાતા થયલા પદાર્થો અને "લાવા" નામની પીગળેલી પ્રવાહી નીકળે તેને જવાળા મુખી પર્વતો કેહે છે.)

યૂરોપ ખંડમાં મૂખ્ય જવાળા મુખી પર્વતો ત્રણ છે. તેમના નામ **વિસૂવિયસ** નેપ્લસમાં; **એટનાં** સિસિલીમાં; અને **હેકલા** આઇસલાંડમાં.

એ માંહેનો એટના જે સર્વેથી ઊંચો છે તે સમુદ્ર તેની સપાટીથી ૧૦૮૪૦ ફીટ ઊંચો છે. સિસિલીની ઊત્તરે લિપારી નામના ટાપુ ઊપર એક નાહાનો જવાળા મુખી નામે **સ્ત્રામબોલી** કરીને છે.

## સમુદ્રો, ખાડીઓ અને આખાતો.

(માહાસાગરનો જે નાહાનો ભાગ ઘણુ કરીને જમીનથી ઘેરાયલો હોય તેને સમુદ્ર કેહે છે)

**વ્હાઇટ સી** (ઉજળો સમુદ્ર) રૂશિયાની ઉત્તરે. એ આર્કટીક માહાસાગરનો એક ફાંટો છે. વર્ષનો મોટો ભાગ એની સપાટી બરફથી ઢંકાયલી રેહેવાથી એને ઉજળો સમુદ્ર કેહેવામાં આવે છે.

**બાલ્ટિક સી** રૂશિયા, પૃશિયા, અને સ્વિડનની વચ્ચે છે. એના ઉત્તર ફાંટાને **બોથનીયા** નો આખાત અને પૂર્વ ફાંટાને **ફિન્લાંડ** નો આખાત કેહે છે.

**બાલ્ટિક સમુદ્ર** છાળકો છે, અને તેમાં ઘણી નદીઓનું પાણી આવી મળવાથી એનું પાણી મહાસાગરના જેવું ખારૂં નથી. એ સમુદ્રનો ઘણો ભાગ શિયાળામાં બંધાઇને બરફ થઇ જાયછે તે એટલાં સુધી કે અગાઉ તે ઉપરથી આખ્ખાં લશ્કરના લશ્કરો કુચ કરી ગયાં હતાં. એ સમુદ્રનો વિસ્તાર ૧૩૫૦૦૦ ચોરસ મૈલ છે, એટલેજે લગભગ મદ્રાસ ઈલાકાના જેટલો.

**નાર્થ સી** અથવા **જર્મન મહાસાગર** ગ્રેટ બ્રિટન અને યૂરોપખંડની વચ્ચે છે. એને આગળ જર્મન સમુદ્ર કરી કેહવામાં આવતો હતો.

**આઇરીશ સી** ઇંગ્લાંડ અને આયર્લાંડની વચ્ચે છે.

**બિસ્કેનો અખાત** આટલાંન્ટીક મહાસાગરનો એક મોટો ફાંટો છે. તે ફ્રાંન્સની પશ્ચિમે અને સ્પેનની ઉત્તરે છે. એ સમુદ્ર ઘણો તોફાની છે.

**ભૂમધ્ય સમુદ્ર** યૂરોપ અને આફ્રિકા ખંડોની વચ્ચે છે. એ પૃથ્વિની સપાટીની વચ્ચે વચ હોવાથી એનું નામ ભૂમધ્ય પડયું છે. ભૂ એટલે જમીન, મધ્ય એટલે વચમાં. એ સમુદ્રનો વિસ્તાર દસ લાખ ચોરસ મૈલ છે, અને આખી પૃથ્વિમાં જમીનની વચ્ચે આવેલા સમુદ્રમાં સર્વેથી મોટો છે. કોઇ કોઇ જગ્યાએ એ બહુજ ઉંડો છે. એમાં બાહારની નદીઓનું પાણી ઝાઝું આવતું નથી અને વરાળ રૂપે ઉડી વધુ જાયછે એટલે એ સમુદ્રનું પાણી મહાસાગરનાં પાણી કરતાં વધારે ખારૂં છે.

ફ્રાંન્સની દક્ષિણે **લાયન્સ** નો આખાત છે. તે ભૂમધ્ય સમુદ્રનો એક ભાગ છે. એ આખાતમાં પણ તોફાન વારે ઘડીએ થાયછે. તેમજ એ સમુદ્રમાં બીજા આખાતો છે તેમનાં નામ **જીનોઆ**નો આખાત ઈટાલીની વાયવ્ય ખૂણે, અને **તારાન્ટો** નો આખાત ઇટાલીની દક્ષિણ પૂર્વેછે.

**આડ્રિઆટિક સમુદ્ર** એ પણ ભૂમધ્ય સમુદ્રનો એક ફાંટોછે અને તે ઈટાલી અને ટર્કીની વચ્ચે આવેલોછે

એજ પ્રમાણે **આર્કીપિલેગો** અથવા જેને **ઇજીયન** સમુદ્ર પણ કેહેછે તે પણ ભૂમધ્ય સમુદ્રનોજ એક ભાગછે અને તે ગ્રીસ અને એશિયા માંહેના ટર્કીની વચ્ચે આવેલોછે.

આડ્રિઆટિક સમુદ્રમાં ઘણું તુફાન હોવાને લીધે અસલના ખલાસીઓ એ સમુદ્રમાં હંકારવાને ઘણા બીહીતા હતા.

**મારમોરાનો સમુદ્ર** યૂરોપ માંહેના ટર્કી અને એશિયા માઇનરની વચ્ચેછે. મારમોર એટલેજે સંઘેમરમર. આ સમુદ્રમાં એક સંઘેમરમરનુ વખણાયલું ટાપુ આવ્યાથી આ નામ પડયું છે.

**બ્લાક સી** (કાળો સમુદ્ર) એશિયા માઇનરની ઉત્તર સીમા છે. એ સમુદ્રની જોડાજોડ **એઝોવનો** સમુદ્ર આવ્યો છે. તેના પાણી ઘણા છાળકાં છે.

કાળા સમુદ્રને પ્રાચીન ઇતિહાસમા **યુકઝાઇન** કરી કેહેતા હતા. એની આકૃતી બેડાં રેકી છે અને તેનો વિસ્તાર મદ્રાસ અને મૂંબાઇ ઇલાકાઓને સાથે જોડી નાખ્યે તે કરતાં પણ મોટો છે. યૂરોપ ખંડના વેહતાં પાણીનો ત્રીજો ભાગ આ સમુદ્રમા પડે છે તેથી એનુ પાણી માહાસાગરના જેટલું ખારૂં નથી. એના ઉત્તરકિનારાઓ ઉપર શિયાળામા બરફ રેહેછે. એઝોવ સમુદ્રની વધતામાં વધતી ઊંડાઇ ૪૦ ફીટ છે અને તેના પાણી મોચીં છે.

## સામુદ્ર ધૂનીઓ—સંયોગિ જળ.

(બે સમુદ્રને જોડનારો જે સાંકડો પાણીનો ભાગ તેને સામુદ્ર ધૂની અથવા સંયોગિ જળ કેહે છે.)

**સાંઉંડની**—બાલ્ટિક સમૂદ્રમાં દાખલ થવાનો મૂખ્ય રસ્તો.

**ડોવરની**—ઊત્તર સમુદ્રને ઇંગ્લિશ આખાત સાથે જોડે છે.

**જીબ્રાલ્ટરની** ભૂમધ્ય સમુદ્રને આટલાન્ટિક માહાસાગર સાથે જોડે છે.

**ડાર્ડનલ્સ** અથવા **હેલસ્પાંન્ટ** આર્કિપીલેગોને માર્મોરાના સમુદ્ર સાથ જોડેછે.

**કાન્સટાન્ટિનોપલની** અથવા **બોસ્ફોરસ** માર્મોરા અને કાળા સમૂદ્રોની વચ્ચેછે. બોસ્ફોરસ એટલેજે બૈલનો માર્ગ. એક બળદ પસાર થઇ શકે એટલો સાંકડો માર્ગ એવો એનો અર્થ થાયછે.

**ગ્રેટ બેલ્ટ** અને **લિટલ બેલ્ટ** નામની બે સામુદ્રધૂનીઓ બાલ્ટિક સમુદ્રમાં જવાના નાહાના રસ્તાઓછે.

**નાર્થ ચાનલ** આઇરીશ સમુદ્રની ઉત્તરેછે.

**સેંટ જયારજીસ ચાનલ** આઇરીશ સમુદ્રની દક્ષિણેછે.

**બોનીફેચીયો** ની સામુદ્રધૂની કાર્સિકા અને સાર્ડિનીયાની વચ્ચેછે.

**મેસ્સીના** ની ઇટાલી અને સિસિલીની વચ્ચેછે.

**ઓટ્રેન્ટો** ની આડ્રિઆટીકમાં દાખલ થતાંજછે.

**યાનીખેલી** ની કાળા સમુદ્રને આઝાવના સમુદ્ર સાથે જોડેછે.

## સરોવરો.

(પાણીનો જે ભાગ જમીનથી ચોમેર ઘેરાયલો હોય તેને સરોવર કેહેછે.)

**લાડોગા ઓનીગા** અને **પીઇપસ** સરોવરો રૂશિયામાંછે.

**વીનર** અને **વીટર** સરોવરો સ્વિડનમાંછે.

**જીનીવા** નો સરોવર સ્વિટઝર્લાંડમાંછે.

**કાન્સટન્સ** નો સરોવર જર્મની અને સ્વિટઝર્લાંડની વચ્ચે છે.

**ગાર્ડા** સરોવર ઇટાલીમાં છે.

આમાં સર્વેથી મોટો લાડોગા સરોવર સિલાન અથવા લંકાના ચોથા ભાગ જેટલો મોટો છે. નીવા નામની નદી તેને ફિન્લાંડના આખાત સાથ જોડે છે. એથી ઊતરતો સરોવર ઓનીગા છે. જીનીવા સરોવરમાંથી રહોન નદી વેહેછે અને કાન્સટન્સ સરોવરમાંથી રહાઇન નદી પસાર થાય છે. એ ઊપ્રાંત સ્વિટઝર્લાંડ અને ઇટાલીમા બીજા નાહાના નાહાના ઘણા સરોવરો છે જે તેમની રમણિય ઘટાને માટે પ્રખ્યાત છે.

## મુખ્ય નદીઓ.

(ડુંગર, પર્વત કે ઊંચા સરોવરમાંથી નીકળેલો પાણીનો ઝરો તેને નદી કેહેછે.)

**ટેગસ**—સ્પેન અને પોર્ટુગાલમાંથી નીકળી આટલાન્ટિક માહાસાગરમા પડે છે.

**એબ્રો**—સ્પેનની ઊત્તર પૂર્વેથી નીકળી ભૂમધ્ય સમુદ્રમા જાય છે.

**રોહોન**—ફ્રાંન્સની દક્ષિણેથી લાયન્સના આખાતમાં.

**લોઅર**—ફ્રાંન્સની પશ્ચિમેથી બિસ્કેના આખાતમાં.

**સીન**—ફ્રાંન્સની ઉત્તરેથી ઇંગ્લિશ ચાનલને જઇ મળે છે

**ટેમ્સ**—ઇંગ્લાંડની દક્ષિણેથી ઉત્તર સમુદ્રમાં.

**રાહ્ઈન**—સ્વિટઝર્લાંડ, જર્મની અને હાલંડમાંથી નીકળી ઉત્તર સમુદ્રમાં પડે છે.

**એલ્બ**—જર્મનીમાંથી ઉત્તર સમુદ્રમાં.

**ઓડર**—પ્રૂશિયામાંથી બાલ્ટિક સમુદ્રમાં.

**વિસ્ચુલા**—પોલાંડ અને પ્રૂશિયામાંથી બાલ્ટિક સમુદ્રમાં.

**નીપર**—રૂશિયામાંથી કાળા સમુદ્રમાં.

**ડાન**—રૂશિયામાંથી આઝોવ સમુદ્રમાં.

**વાલ્ગા**—રૂશિયામાંથી કાસ્પિયન સમુદ્રમાં.

**ડાન્યૂબ**—જર્મની, આસ્ત્રિયા, ટર્કી, રૂમાન્યા અને સર્વિયામાંથી કાળા સમુદ્રને જઇ મળેછે.

**પો**—ઇટાલીની ઉત્તરે આડ્રિઆટીક સમુદ્રમાં પડેછે.

ડાન્યૂબ, રહાઈન અને રોહોન એ ત્રણ નદીઓ આલ્પસ પર્વતોમાંથી નીકળેલીછે.

વાલ્ગા નદી આખ્ખાં યૂરોપમાં સર્વેથી મોટી છે. એનો અખંડ વિસ્તાર આસરે ૫,૫૦,૦૦૦ ચોરસ મૈલનોછે. એના કરતાં ઉતરતી નદી ડાન્યૂબછે જેનો વિસ્તાર ૩,૦૦,૦૦૦

ચોરસ મૈલછે. એ બે નદીઓ મળીને યૂરોપખંડનો એક પંચમાંશ ભાગ જમીણુ રોકીછે.

ઉપલાંમાંની મોટામાં મોટી નદીઓની લંબાઇ નીચે પ્રમાણેછે. વાલ્ગા ૨,૨૦૦ મૈલ; ડાન્યૂબ ૧,૭૦૦ મૈલ; નીપર ૧,૧૦૦ મૈલ; ડાન ૧,૦૦૦ મૈલ; રાહાઇન ૭૦૦ મૈલ; વિસ્ચુલા ૫૬૦ મૈલ; અને એલ્બ ૬૩૦ મૈલ.

આપણા હિંદુસ્તાનમાં જે સિંધુ નદીછે તે ડાન્યૂબ કરતાં સેજ મોટીછે અને ગંગા નદી સેજ નાહાની છે.

યૂરોપખંડની સઘળી નદીઓમાં રોહોન નદી સર્વેથી ઝડપમાં દોડતી છે અને રાહાઇન નદી સર્વેમાં જોવા લાયક છે. તેઓ બારે માસ વેહેછે અને હિંદુસ્તાનની નાહાની નદીઓની પેઠે ઉનાળામાં સુકાઇ જતી નથી.

## રાજધાનીઓ.

૧ **ઇંગ્લાંડ**—લંન્ડન.
૨ **સ્કાટલાંડ**—એડિનબર્ગ.
૩ **આયર્લાંડ**—ડબ્લિન.
૪ **ફ્રાંન્સ**—પારિસ.
૫ **સ્પેન**—માડ્રિડ,
૬ **પોર્ટુગાલ**—લિસ્બન.
૭ **બેલ્જીયમ**—બ્રૂસ્લેસ.
૮ **હાલંડ**—આમ્સટર્ડેમ.
૯ **જર્મન**—શાનશાહત, બર્લિન.
૧૦ **ડેનમાર્ક**—કોપન હેગન.
૧૧ **નાર્વે**—ક્રિસચાનિયા.
૧૨ **સ્વિડેન**—સ્ટાકહોમ.
૧૩ **રૂશિયા**—સેંટ પિટર્સબર્ગ.
૧૪ **આસ્ત્રિયા હુંગેરી**—વિયેના.

૧૫ સ્વિટઝર્લૅંડ-બર્ન.
૧૬ ઇટાલી-રોમ.
૧૭ ટર્કી-કોનસ્ટાનટિનોપલ.
૧૮ રૂમાનિયા-બ્યૂકારેસ્ટ.
૧૯ સરવિયા-બેલગ્રાડે.
૨૦ મોન્ટિનિગ્રો-સેટીગને.
૨૧ ગ્રીસ-આથેન્સ.

**વસ્તી**—યૂરોપખંડની વસ્તી લગભગ ૩૩ કરોડ માણસની કહેવાયછે. માત્ર ટર્કી દેશ શિવાય આખ્ખાં યૂરોપમાં ખ્રિસ્તી ધર્મ ચાલે છે. ટર્કીના લોક મહમદી ધર્મવાળાછે.

**આબોહવા**—યૂરોપખંડના ઉત્તરના ભાગો જેવાકે નાર્વે, સ્વિડન, રૂશિયા, વગેરેમાં શિયાળો રેહેછે અને દક્ષિણ ભાગો જેવાકે સ્પેન, ફ્રાંન્સનો દક્ષિણ છેડો, ઇટાલી, ગ્રીસ વગેરેમાં ઉનાળો રેહેછે. કોઇબી દેશમાં અમુક ચોમાંસાની મોહોસમ હોય તેવું નથી.

**ખણીજ પદાર્થો**—યૂરોપ ખંડમાં ખણીજ પદાર્થોની મૂખ્ય પેદાશ લોઢું, સીસું, ત્રાંબું, કલાઈ, પારો, કોલસો અને નિમક છે. યૂરાલના પર્વતોમાં અને આસ્ત્રિયામાં સોનું મળેછે. સ્વિડનમાં સારાં લોઢાંની મોટી ખાણોછે. પારો સ્પેન અને આસ્ત્રિયામાંથી મળેછે. બ્રિટન ઘણી જાતના ખણીજ પદાર્થો માટે વખણાયલુંછે. આખ્ખાં યૂરોપમાં જેટલું લોઢું વપરાયછે તેનો અડધો ઉપર ભાગ તથા જેટલો કોલસો વપરાયછે તેનો પોણો ભાગ ગ્રેટ બ્રિટન પુરાં પાડેછે. સ્પેનમાં સીસું, ત્રાંબું અને લોઢું ઘણુંછે.

**વનસ્પતી**—ઘઉં, ચોખા, મકાઇ, શેળડી, તંબાકુ, દ્રાક્ષ સંત્રા અને આલીવફૂળ દક્ષિણ ભાગોમાં થાયછે જ્યાં ભુમના

ઝાડો અને મોટાં ચેશનટના ઝાડોનાં મોટાં વનબીછે. એ ઉપ્રાંત એ ભાગોમાં મૂખ્ય ફળફળાદીમાં પટેટા, સેબ અને પેર મોટા જથ્થામાં ઉગેછે. કેટલાક દક્ષિણ મૂલકોમાં સણ બનાવવાના મોટાં કારખાનાછે. ઓક, બિચ, ફર અને પાઈન એ ચાર જાતનું લાકડું આ દક્ષિણ વિભાગોમાં મૂખ્ય કરી થાયછે.

જેમ ઉત્તરે જતા જઇએ તેમ ઝાડો નાહાના અને વન્સ-પતી ઓછી થતી જાય છે તે છેક ઉત્તરે જતાં તો ઝાડો વેંટ જેવડાં નાહાના જણાય છે.

આલીવ ફળનું તેળ આલ્પસ પર્વતોની આસપાસના રેહેવાસીઓ માખણને ઠેકાણે ખાય છે.

**જાણવરો**—ઘોડો, ગાય, મેંઢો, બકરો, ડુકર, અને કુતરો એ મૂખ્ય પળાયલાં જાણવરો છે. રૂશિયાની ઉત્તરે રેનડિયર અને દક્ષિણે ઊંટ મલે છે. એ ઠેકાણે શેકારના જંગલી જા-ણવર દાખલ વરૂ અને રિંછ મળે છે.

સ્પેનમાં મોટાં કદના ગધેડા મળે છે જે પર લોક સ્વારી કરે છે. યૂરોપ ખંડમાં સહીં, વાઘ કે ચીત્તા જેવું કાંઇ છેજ નહીં. વાંદર માત્ર જીબ્રાલ્ટરના ખડક ઉપર મળે છે.

યૂરોપ ખંડમાં પક્ષીઓ ઝાઝાં સુંદર નથી પણ સૂસ્વરવાળાં છે. દક્ષિણમાં રેશમના કિડા ઊછેરવામાં આવે છે.

**લોક**—આખાં યૂરોપ ખંડની વસ્તી ૩૩૦૦૦૦૦૦૦ માણુ-સની કેહેવાય છે. ખંડનો વિસ્તાર જોતાં દર ચોરસ મૈલે ૮૨

માણસની સરાસરી વસ્તી છે. બેલ્જીયમ સર્વેથી વધુ વસ્તી-વાળું છે તેમાં દર ચોરસ મૈલે ૪૮૭ માણસની વસ્તી છે. ઇગ્લાંડ અને વેલ્સમાં દર ચોરસ મૈલે ૪૪૫ ફ્રાંસમાં ૧૮૪ રૂશિયામાં ૪૨ અને નાર્વેમાં દર ચોરસ મૈલે ૧૬ ની વસ્તી ગણાઈ છે.

યૂરોપના અસલ વતનિઓ મંગોલિયન જાતના હતા જેમાં-ના હજીબી ૨૦ થી ૩૦ લાખ ફીન્લાંડ અને લાપલાંડમાં છે

આખા યૂરોપમાં સઘળા મલી સિત્તેર લાખ મુસલમાનો અને પચાસ લાખ યાહૂદીઓ ગણવામાં આવેલા છે બાકીના સઘળા ખ્રિસ્તી ધર્મ પાળે છે.

**વેપાર ઉદ્યોગ**—પૃથ્વિનાં સઘળા ખંડોમાં યૂરોપનો વેપાર ઝાઝો છે. બીજા ખંડોમાંથી રૂ, રેશમ વગેરે કાચ્ચા પદાર્થો આ ખંડમાં આવે છે જ્યાંથી સંચાઓ વડે તેનો માલ બની પાછો બીજા ખંડોમાં જાય છે. યૂરોપમાં જેટલા વેપારી વાહાં-ણો અને આગબોટો છે તેનો ત્રિજો ભાગ ગ્રેટ બ્રિટનનો છે.

યૂરોપ ખંડમાં સઘળી મલી એક લાખ મૈલ લાંબી આગ-ગાડીની સડક નાખેલી છે,જેમાંની ૧૯૦૦૦ મૈલ ગ્રેટ બ્રિટનમાં, ૨૨૦૦૦ મૈલ જર્મન શાનશાહતમાં, ૧૬૦૦૦ મૈલ ફ્રાંન્સમાં, ૧૫૦૦૦ મૈલ રૂશિયામાં, ૧૨૦૦૦ મૈલ આસ્ત્રિયા હંગરીમાં, ૧૨૦૦૦ મૈલ ઇટાલીમાં, ૫૬૦૦ મૈલ સ્પેનમાં અને ૨૬૦૦ મૈલ બેલ્જીયમમાં છે.

# ગ્રેટ બ્રિટન.

ઇગ્લાંડ, સ્કાટલાંડ, આયર્લાંડ ને‌અ ઉવેલ્સ મળીને ગ્રેટ બ્રિટનનુ મોટું રાજ થયલું છે. એ યૂરોપ ખંડની પશ્ચિમે ઉત્તર સમુદ્ર અને આટલાન્ટિક મહાસાગરની વચ્ચે આવેલું છે.

પેહેલાં એ ચાર રાજ્યો જૂદાં જૂદાં હતાં પણ ઇ૦ સ૦ ૧૧૭૨ માં બીજા હેન્રિએ આયર્લાંડને ઈગ્લાંડ સાથ જોડી દીધું અને ઊવેલ્સને પેહેલા એડવર્ડ રાજાએ ઇ૦ સ૦ ૧૨૮૨ માં ઝીતી લીધું. સ્કાટલાંડનો છઠ્ઠો જેમ્સ રાજા ૧૬૦૩ ઇ૦ સ૦ માં ઇગ્લાંડની ગાદી ઉપર આવ્યો.

આ જોડાયલાં રાજનો વિસ્તાર આસરે ૧૨૩૦૦૦ ચોરસ મૈલ અથવા મુંબાઈ ઇલાકા કરતાં સેજ ઓછો છે. ૧૮૮૧ માં આ ત્રણેની વસ્તી ૩॥ કરોડની ગણવામાં આવી હતી. આખાં યૂરોપની વસ્તીનો આ દસમો ભાગ છે.

## ઇંગ્લાંડ અને ઉવેલ્સ.

**સીમા**—ઉત્તરે સ્કાટલંડ; પૂર્વે ઉત્તર સમુદ્ર; દક્ષિણે ઇંગ્લીશ ચાનલ; પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર; સેન્ટ જ્યાર્જસ ચાનલ અને આઇરીશ સમુદ્ર.

ઇગ્લાંડ અને ઊવેલ્સની આકૃતી ત્રિકોણાકાર છે. એની લંબાઇ ૪૨૦ મૈલ, અને પોહોળાઇ ૩૨૦ મૈલ છે. વિસ્તાર બે મળીને ૫૮૩૦૦ મૈલ.

# પ્રગણા.

ઈંગ્લાંડ ૪૦ પ્રગણાઓમાં વેંહેંચાયલું છે; તેમના નામ.

| | | |
|---|---|---|
| ૧ નાર્થમ્બરલાંડ. | ૧૪ એસેક્સ. | ૨૭ બકિંગામ. |
| ૨ કમ્બરલાંડ. | ૧૫ ડાર્બી. | ૨૮ બેડફર્ડ. |
| ૩ ડરહામ. | ૧૬ નોટિંગામ. | ૨૯ હર્ટફર્ડ. |
| ૪ વેસ્ટ મોર્લાંડ. | ૧૭ સ્ટાફર્ડ. | ૩૦ મિડલ સેક્સ. |
| ૫ લાન્કેશાયર. | ૧૮ લિસ્ટર. | ૩૧ કેન્ટ. |
| ૬ યાર્ક. | ૧૯ રટલાંડ. | ૩૨ સરે. |
| ૭ ચેશાયર. | ૨૦ ઉસ્સ્ટર. | ૩૩ સસેક્સ. |
| ૮ શ્રોપશાયર. | ૨૧ વારિક. | ૩૪ બર્ક શાયર. |
| ૯ હિયરફર્ડ. | ૨૨ નાર્થેમ્પટન. | ૩૫ હેમ્પ શાયર. |
| ૧૦ મનમથ. | ૨૩ હંટીંગડન. | ૩૬ વિલ્ટ શાયર. |
| ૧૧ લિન્કન. | ૨૪ કેમબ્રિડજ. | ૩૭ ડોર્સેટ. |
| ૧૨ નોર્ફોક. | ૨૫ ગ્લુસ્ટર. | ૩૮ સોમર્સેટ. |
| ૧૩ સફોક. | ૨૬ આક્સફર્ડ. | ૩૯ ડેવન. |
| | | ૪૦ કાર્નવાલ. |

ઉવેલ્સ ૧૨ પ્રગણાઓમાં વંહેંચાયલું છે તેમના નામઃ—

| | | |
|---|---|---|
| ૧ ફ્લિન્ટ. | ૫ મેરિયોનેથ. | ૯ પેમબ્રોક. |
| ૨ ડેનબાઘ. | ૬ મોન્ટગોમરી. | ૧૦ કાર્માર્થેન. |
| ૩ કર્નાર્વેન. | ૭ રેડનોર. | ૧૧ બ્રેકનાક. |
| ૪ એન્ગલ્સી. | ૮ કાર્ડીગન. | ૧૨ ગ્લામાર્ગન. |

## ટાપુઓ.

**હોલી** ટાપુ અને **ફર્ને** ટાપુ નાર્ધમ્બરલાંડના કોસ્તા ઉપર.

**શીપે** અને **થાનેટ** કેન્ટના કોસ્તા ઊપર.

**વાઇટનું** ટાપુ હેમ્પશાયરની દક્ષિણે.

**ચાનલ** ટાપુઓ, તેમાં જર્સી, ગન્સી, અલડર્ની અને સાર્ક ફ્રાન્સના કોસ્તા આગળ.

**સિલી** ટાપુઓ કાર્નવાલની નૈરૂત્ય ખૂણે.

**એન્ગલસી** અને **હોલિહેડ**, ઊવેલ્સની વાયવ્ય ખૂણે.

**મેનનુ** ટાપુ આઇરિશ સમુદ્રમાં.

વાઇટના ટાપુને ઇંગ્લાંડની વાડીનું નામ આપવામાં આવ્યું છે. ત્યાં આસ્બાર્ન હાઊસ નામનો માહારાણીજીનો માનીતો મેહેલ છે.

જર્સી અને ગન્સીના ટાપુઓ નાર્મંડીના ડયુક વિલિયમે ઇગ્લાંડ જિતી લીધું તે અગાઊના તેના કબજામાં હતાં.

એન્ગલ્સીના ટાપુ અને ઉવેલ્સ વચ્ચે મિનાઇ નામની સામુદ્રધૂની છે પણ તે એટલી તો સાંકડી છે કે તે બે વચ્ચે લોઢાંનો ઝુલતો પૂલ નાખવામાં આવ્યો છે અને તે ઊપરથી થઇને ટાપુ ઊપરથી ઉવેલ્સમાં જવાય છે.

## પાહાડો.

**ચિવ્રીયટ હિલ્સ** ઇંગ્લાંડ અને સ્કાટલાંડની વચ્ચે.

**સ્કિડા** અને **સ્કેફેલ** કમ્બર્લાંડમાં.

**હેલવેલ્લિન** કમ્બર્લાંડ અને વેસ્ટ મોર્લાંડની વચ્ચે.

**વર્નસાઇડ, ઇંગલબરો અને પેનિગાન્ટ** યાર્કશાયરની વાયવ્ય ખૂણે.

**પીક** ડાર્બીશાયરમાં.

**રેકિન** શ્રાપશાયરમાં.

**સ્નોડન**—કર્નાર્વેન શાયરમાં.

**પ્લિનલિમન**—મોંન્ટગામરીની નૈરૂત્ય ખૂણે.

**બીકન**—બ્રેક નાકમાં.

ઈંગ્લાંડમાં સર્વેથી ઉંચો પાહાડ સ્કાફેલ છે. તે સમુદ્રની સપાટીથી ૩૧૬૧ ફીટ ઉંચો છે. આપણા હિંદુસ્તાનના પર્વતોની ઉંચાઇ સાથ સરખામણી કરતાં આ ઉંચાઇ કાંઇજ નથી. હિમાલ્યા પર્વતની કેટલીક ટોંચો ૨૯૦૦૦ ફીટ ઉંચીછે અને જૂનાગઢ આગળ ગિર્નાર ૩૮૦૦ ફીટ મપાયલોછે.

## નદીઓ.

ઈંગ્લાંડ અને ઉવેલ્સમાં નદીઓ ઝાઝી છે પણ તેમાની મુખ્યના નામો નિચે આપ્યાં છે.

**ટાઈન**—નાર્ધમ્બર્લાંડમાં.

**ટ્રેન્ટ**—સ્ટાફર્ડ, ડાર્બી, નોટિન્ગામ, અને લિન્કનના પ્રગણાઓમાં.

**ગ્રેટ આઉસ**—નાર્ધેમ્પટન, બકિંગામ, બેડફર્ડ, હન્ટિગડન, કેમબ્રિડજ અને નાર્ફોકના પ્રગણાઓમાં.

**ટેમ્સ**—ગ્લૂસ્ટર—શાયર, આક્ષફર્ડ, બકિંગામ, બર્કશાયર મિડલસેક્સ, સરે, એસેક્સ, કેન્ટ, એ પ્રગણાઓમાંથી પસાર થાયછે. એ નદી ઉપર ઈંગ્લાંડની રાજધાની લંડન શેહેરછે.

**મેડવે**—કેન્ટમાં.

**ઈડન**—વેસ્ટમોર્લાંડ અને કમ્બર્લાંડમાં.

**મર્સી**—લાન્કેશાયરમાં.

**ડી**—ઉવેલ્સમાં.

**સેવર્ન**—મોંટગામરી, ઉસ્ટર અને ગ્લૂસ્ટરમાં.

ટેમ્સ નદી ૨૧૫ મૈલ લાંબી છે.

## મુખ્ય શેહેરો.

## વેપારી શેહેરો.

**લંડન**—જે ઈંગ્લાંડની રાજધાની છે તે પૃથ્વિના વેપારી શેહેરોમાં સર્વેથી દ્રવ્યવાન, અને મોટુંછે. એ ટેમ્સ નદી ઉપર આવેલુંછે. એમાં સર્વેથી જોવા લાયક ઇમારતો નિચે પ્રમાણેછે:—

**ધી ટાવર**—એમાં અસલ વારેના લડાઇના શસ્ત્રોનો મોટો સંગ્રહ કરી રાખ્યો છે. અગાઉ તેમાં પ્રખ્યાત રાજદ્વારી અપ્રાધીઓને કેદ કરતા હતા.

**વેસ્ટ મિન્સટર આબે**—આમાં ઈંગ્લાંડના કેટલાક માહાંન પૂરૂષોને ભૂમીદા કીધેલાછે.

**સેંટ પાલનું દેવાળય**—આખા ગ્રેટ બ્રિટનમાં વખણાયલું દેવાળય આ છે.

**પાર્લીમેંટ હાઉસ**—આ મોટી ઇમારતમાં ઇંગ્લાંડની મહાન રાજ સભા ભરાયછે.

**બકિંગામ પાલેસ**—આ મેહેલમાં માહારાણીજીનું રેહવાનું મુકામછે.

લંડન શેહેરમાં રસ્તાની નિચેથી આગગાડીઓ દોડેછે. એક ઠેકાણે નદીની નિચે ગાડી જવા સારૂં 'ટનલ' યાને ભાગોળ ખોદી કાઢીછે. વસ્તી ૪૦ લાખ માણસની કેહેવાયછે. એ શેહેર દસ મૈલ લાંબુ અને સાત મૈલ પોહોળુંછે.

**લિવર્પુલ**—મર્સી નદી ઉપર છે. વેપાર અર્થે એ શેહેર લંડન કરતાં બીજું ગણાય છે. રૂના વેપારનું એ મોટું બંદર છે. આ શેહેરમાં છ મૈલ લાંબી એક ગોદીછે જેમાં માલથી ભરેલાં વાહાણો સડસડાટ આવી માલ ઉતારી તથા નવો માલ ભરી હંકારી જાયછે. એને મળતીજ ગોદીઓ મુંબાઇમાં પણ પ્રિન્સિસ ડાક અને વિકટોરીયા ડાકને નામે જણાયલીછે પણ તે લિવર્પુલની ગોદી જેવડી મોટી નથી.

**બ્રિસ્ટલ**—આ શેહર લોઅર આવન નદી ઉપર છે. એમાં કાચ બનાવવાના, પીતળ કામના અને સાબુ બનાવવાના મોટાં કારખાનાછે.

**ડોવર**—આ શેહર ફ્રાંન્સની ઘણી નજદીકછે. હિંદુસ્તાનથી ઈંગ્લાંડ જનારાઓ ઈંગ્લાંડ પોંચતાંજ પેહેલાં ડોવરમાં પગ મુકેછે. ઇસ્વિ સનેની ૫૫ વર્ષ અગાઉ નામાંકીત રોમન જોધ્ધો જૂલિયસ સિઝર ઈંગ્લાંડ જીતવાને આવ્યો ત્યારે પેહલો ડોવર ઉતર્યો હતો એમ કેહેવામાં આવેછે.

## લશ્કરી શેહેરો.

**પોર્ટસમાઉથ**—બ્રિટીષ રાજની મોટી નૌકાનું આ મુખ્ય મથકછે. લડાઇની મનવારોને આ શેહેરના બારાંમાં રાખવામાં આવેછે. એ શેહેરને લડાઇના બચાવના બાંધકામોથી બહુ મજબુત કીધેલુંછે.

**પ્લિમાઉથ**—પોર્ટસમાઉથથી બીજું અગત્યનું લશ્કરી શેહેર આ છે. એડીસ્ટનની નામીચી દિવાદાંડી અહીંછે.

**ઉલિચ**—ટેમ્સ નદી ઉપરછે. એ પણ લશ્કરી મથકછે. અત્રે સઘળું લશ્કરી તોપખાતું રાખવામાં આવેલુંછે. એની પડોસમાં ચાધામ નામનુ મથકછે ત્યાં લશ્કરી સામાણ વગેરે રાખવામાં આવેછે.

## કારખાનાંવાળાં શેહેરો.

ઈંગ્લાંડમાં જે મુખ્ય કારખાનાવાળાં શેહેરો છે તે એ દેશની ઉત્તરે આવેલાંછે જ્યાં લોઢું અને કોયલો બહુ નીકળેછે.

**માન્ચેસ્ટર**—આખી પૃથ્વીમાં સર્વેથી મોટું કારખાનાવાળુ શેહેર આ કહો તો ચાલે. ઈંગ્લાંડમાં જેટલું સુતર કામ વણાય છે તેનો પોણો ભાગથી વધારે માન્ચેસ્ટરમાં તથા આસપાસ બનેછે. આટલાં બધાં કારખાનાઓ ત્યાં હોવાથી આખો દાહાડો ધૂમાડાના ગોટે ગોટ ત્યાં નીક-ળતા જણાયછે. એ શેહરની આસપાસ પ્રેસ્ટન, ઓલ્ડહામ, બોલ્ટન, અને બ્લાકબર્ન નામના ચાર શેહેરોછે. જેમાં પણ સુતરના મસ મોટાં કારખાનાઓછે.

**બર્મીંગામ**—ઈગ્લાંડની વચોવચછે. એ પણ બહુ મોટું શેહેરછે. પણ એમાં મુખ્ય કારખાનાઓ ધાતુ કામના છે. મોટાં વરાળ યંત્રો, પાવડા, ચાંચવા, અને સંચા-કામ કરોડો રૂપીયાનું આ શેહેરમાં બને છે.

શેફિલ્ડ—આ શેહેર ચપુ, કાતર, અસ્ત્રા વગેરે જાતના ઓજારો બનાવવાને માટે પ્રખ્યાતછે. એ લત્તા ઉપર લોઢાં અને કોયલાની ખાણો એટલી બધી તો છે કે એ જગ્યાને કાળો દેશ એવી ઉપમાં આપીછે.

**લીડસ**—આ શેહેર યાર્ક શાયરમાં આવેલું છે. તેમાં મુખ્ય કારખાનાઓ ઉનનું કપડ વણવાના છે.

એ ઉપ્રાંત લંડનની પડખે સ્પિટાલ્સફિલ્ડ અને ચેશાયરમાં મેકલ્સફિલ્ડ નામના શેહેરોછે તેમાં રેશમનું કપડું બનેછે. નાટિં-ગામ અને ડાર્બી શેહેરોમાં મોજાં અને વણતની પ્રીટ બને છે

અને નારિચ શેહેર શાલો બનાવવા માટે જાણીતુંછે. ઉસ્ટર શાયરમાં કિડર મિન્સટર નામે શેહેર છે તેમાં સઘળાં કાર ખાના ગાલીચા બનાવવાનાજછે. તેમજ વિલાયતથી જે બૂટો અને સપાટો આવેછે તે નાર્થમ્પટન શેહેરમાં બનેછે. મતોડી કામ બનાવવાના મુખ્ય મથકો સ્ટાફર્ડશાયરમાં છે. લંડન, લિવર્પુલ, બર્કનહેડ, સુંદર્લાંડ, પોટર્સમાઉથ, અને પ્લિમથ એ શેહેરોમાં મોટાં વાહાણો અને આગબોટો બંધાયછે.

## વિદ્યા હુન્નરવાળાં શેહેરો.

**આક્સફર્ડ, કેમબ્રિડજ**—આ બે શેહેરોમાં બે મુખ્ય વિદ્યાળયો છે. આપણા દેશમાં વિલાયતથી જે મોટા મોટા ઈંગ્રેજી અમલદારો અને વિદ્વાનો આવેછે તેઓ ઘણા ખરા આ બેમાંથી એક વિદ્યાળયમાં કેળવણી પામી આવ્યા હોયછે. કેમબ્રિડજની યૂનિવર્સીટી એટલેજે પાઠશાળા ગણીત વિદ્યાને માટે જાણીતીછે. આ બે પ્રખ્યાત વિદ્યાળયોના વિદ્યાર્થીઓ વચ્ચે દર સાલ મછવા હંકારવાની શરત રમાયછે જે વેળા આખાં યૂરોપમાંથી લખો લોક જોવાને આવેછે અને કઈ પાઠશાળાવાળા જીત્યા તેના તાર આ દેશમાં મોકલવામાં આવેછે. આ બેથી ઉતરતી પાઠશાળાઓ લંડન અને ડરહામ શેહેરોમાં પણ છે.

**ઇટન** વિંડસરમાં, **હારો** લંડનમાં, **વિન્ચેસ્ટર** લંડનની દક્ષિણે અને **રૂગ્બિ** ઇંગ્લાંડની અધવચ્ચે, આ ચાર ઇંગ્લાંડની મુખ્ય શાળાઓછે.

**કેન્ટરબરી અને યાર્ક**—આ ઇંગ્લાંડના બે મુખ્ય ધર્મગુરૂઓની બેઠકછે એમાં કેન્ટરબરીનો ધર્મગુરૂ અથવા આર્ચ બિશપ સર્વેમાં વડો છે. તેનાથી યાર્કનો ધર્મગુરૂ બીજોછે. જ્યારે ઇંગ્લાંડની ગાદી ઉપર રાજા અથવા રાણી બેસેછે. ત્યારે તેની ક્રિયા કેન્ટરબરીનો ધર્મગુરૂ કરેછે. ઇતિહાસમાં લખી ગયાછે કે રોમના પ્રખ્યાત શાહાનશાહો સર્વીયસ અને કાન્સટન્ટાઇન યાર્ક શેહેરમાં વસી ગયા હતા.

**વિન્ચેસ્ટર**—આ શેહેરમાં પણ મોટું દેવાળય હોવાથી તે મોટા ધર્મગુરૂની ગાદી કેહેવાયછે. પ્રાચીનકાળના ઇંગ્લાંડના સાકસન રાજાઓના વખતમાં આ શેહેર ઇંગ્લાંડની રાજધાની ગણાતું હતું. ઇંગ્લાંડના મીહાન રાજાઓ કેન્યુટ અને આલફ્રેડને આ શેહેરના દેવાળયમાં ભૂમીદા કાધેલાછે.

એ ઉપ્રાંત સાલીસબરીમાં એક મોટું દેવાળયછે જેની ટોંચ સઘળાં ઇંગ્લાંડના દેવાળયો કરતાં ઉંચીછે.

## બીજાં જાણવા જોગ શેહેરો.

**બ્રાઇટન અને સ્કાર્બરો**—આ બે શેહેરોમાં લોક હવા ફેરબદલ કરવાને જાયછે. એના સમુદ્રમાં નાહાવાથી અંગના રોગ મટી જાયછે એવું ઘણાકો માનેછે અને

વર્ષની ચોકસ મોસમો ઉપર આ સમુદ્ર કિનારાવાળા ભાગોમાં લોકોની મોટી આવજા થાયછે.

**બાથ અને શાલ્ટનહામ**—આ શેહેરોમાં ગુણકારક પાણીના ઝરાછે અને તે પાણી પીવાને દેશ પ્રદેશથી હજારો લોક દર વર્ષ આવેછે. બાથમાં વળી ગરમ પાણીના ઝરાછે.

**વિન્ડસર**—ટેમ્સ નદી ઉપર આવેલુંછે. એમાં એક સરકારી મેહેલ નામે વિન્ડસર પાલેસ કરીને છે જેમાં ઇંગ્લાંડને પેહેલું નાર્મંડીથી આવીને જીતનાર "વિલ્યમ ધી કાન્કરર' ના વખ્તથી ઇંગ્લાંડનાં રાજા રાણીઓ રેહેતાં આવ્યાં છે. ઇંગ્લાંડ જોવા જનાર મૂસાફરોને આ મેહેલ દેખાડવામા આવે છે.

**ગ્રિનિચ**—ટેમ્સ નદી ઉપર છે. તે લંડનથી છ મૈલ આઘે છે. તેમાં મોટી 'આબ્ઝર્વેટરી' એટલે જે તારા ગ્રહો વગેરે જોવાની મોટી દુર્બિનવાળું ઘર છે. આ મકાનમા જે મસ મોટી દૂર્બીન મુકીછે તેમાંથી જોઇને સૂર્ય ચંદ્ર, તારાઓ વગેરેની ગણત્રી જ્યોતિષ શાસ્ત્રીઓ કરે છે.

**સ્ટાફર્ડ**—આવન નદી ઉપરનું આ શેહેર ઇંગ્લાંડના માહાન કવી અને પ્રખ્યાત નાટક લખનાર શેકસપિયરની જન્મભૂમી હોવાથી જાણીતું છે. જે ઘરમા આ કવિનો જન્મ થયલો તે ઘર મૂસાફરોને દેખાડયામાં આવેછે

## ઇંગ્લાંડથી હિંદુસ્તાન આવવાનો માર્ગ.

**પેહલાં ઇંગ્લાંડને** છેક અગ્નિ કોણ ડોવરનું બંદર આવેલું છે ત્યાંથી આગબોટમાં બેસી મૂસાફર ડોવરની સામુદ્રધૂનિ ઓળંગીને ફ્રાંન્સમા પગ મુકે છે અને ત્યાંથી આગગાડીમાં બેસી ઇટાલીમાં બ્રિન્ડીસી નામે બંદર છે ત્યાં આવે છે. અહીંથી પાછું તેને આગબોટમાં બેસવું પડે છે. આગબોટ અલેકઝાન્ડ્રીયા સુધી જઇ ઊભી રેહે છે અને ત્યાં મૂસાફર ઊતરીને પાછો આગગાડીમાં બેસે છે અને સ્વેઝ આવી પોંચે છે જ્યાં વળી પાછું આગબોટમાં બેસી અર્બસ્તાનમાં ઇંગ્રેજી બંદર એડન છે ત્યાંથી થઇને મૂંબાઇ આવે છે. આ માર્ગે આવતાં સોળથી અઢાર દિવસ થાય છે. જો આગગાડીમાં ફેરબદલ કરવાને બદલે પાધરા આગબોટમાંજ મૂંબાઇ આવવું હોય તો લંડન અથવા સાઉથામ્પટનથી આગબોટમાં બેસી ઠેઠ મૂંબાઇ અવાઇ શકાય છે, પણ આ પ્રમાણે આવતાં ચારથી છ દાહાડા વધુ લાગે છે. અગાડી જ્યારે વાહાણો આફ્રિકા ખંડમા કેપ આફ ગુડ હોપ થઇને ઇંગ્લાંડથી મૂંબાઇ આવતાં ત્યારે પાંચથી છ માસ લાગતા હતા.

## હવા--પાણી.

**ઇંગ્લાંડની હવા** લગાર ભિનાસવાળી પણ મધ્યમ અને સ્વચ્છ છે. પશ્ચિમ અને દક્ષિણ કોસ્તાઓ પૂર્વ કોસ્તા કરતાં

વધારે ગરમ છે અને ત્યાં વરસાદ પણ ઝાઝો પડે છે. આખખાં વર્ષમાં સઘળો મળી ૨૫ થી ૪૫ ઇંચ વરસાદ માપવામાં આવે છે. મુંબાઇમાં ૭૦ થી ૧૦૦ ઇંચ સુધી મપાય છે તે સાથ સરખામણી કરતા ઇંગ્લાંડમાં બહુ થોડો વરસાદ પડે છે એમ કેહેવાઇ શકાય.

## ઉપજ--નિપજ.

**ખણીજ પદાર્થોમાં** લોઢું, ત્રાંબું, કલઇ, શિશું, કોયલો અને નીમક એ મોટા જથ્થામાં નીકળે છે. ઇંગ્લાંડના દ્રવ્યનું મોટું કારણ કોયલો અને લોઢું છે. લોઢાંના મોટાં કારખાનાઓ કોયલાને લીધે ચાલે છે અને બળતણને ઠેકાંણેબી ત્યાં કોયલોજ વપરાય છે.

**વન્સપતી**—ભૂમી રસાળ છે અને આખું સાલ જગેજગ લિલોતરી નજરે પડે છે. ઘંહુ, જવ, મકાઇ વગેરે ત્યાં પાકે છે પણ ચોખા થતા નથી. ગરીબ લોકોનો મુખ્ય ખોરાક બટાટા અને ઘંહું છે. સાગલી લાકડું ત્યાં થતું નથી પણ ઓક, બિચ, અને ફ્રર એ ત્રણ જાતનું ઘણું સારૂં લાકડું મળે છે.

**જાનવરો**માં ઘોડા, બળદ અને મેંઢાં સારી જાતનાં છે. કોઇ કોઈ શેહેરોમાં શિચાળવાં મળે છે પણ જંગલી ફાડી ખાનારાં જાનવરો આખા દેશમાં કોઇ જગાએ નથી. સમુદ્ર પાસે હોવાથી મચ્છી બહુ મળે છે અને તેનો મોટા વેપાર ચાલે છે. હિંદુસ્તાનની પેઠે ઇગ્લાંડમાં બળદો વપરાતા

નથી. ગાડાં વગેરે ખેંચવાનુ કામ ઘોડા કરે છે. આગળ આ દેશમાં વિકાળવરૂ અને રિંછ હતાં પણ હળવે હળવે તે સ-ઘળાં પૂરાં થયાં છે. ઈંગ્લાંડમા એકજ જાતનો સાંપ જડે છે, જે ઝેરી છે પણ તેના કરડવાથી માણુસ મરણ પામતો નથી.

## પ્રજા--ઊદયોગ.

ઈંગ્લાંડની અને ઊવેલ્સની વસતી ૨૬,૦૦૦,૦૦૦ માણુ-સની ગણુવામાં આવી છે. એ ભાગના પેહલા રેહેવાસીઓ સેલ્ટિક જાતના હતા પણ ઈ. સ. ૪૫૧મા જર્મનીની ઉત્ત-રેથી સાકસન લોકે આવીને મુલકો જીતવા માંડયા અને અ-સલી રેહેવાસીઓ પાહાડોમા નાહાસતા ગયા. ત્યાર પછી ઈ. સ. ૧૦૬૬ મા ફ્રાંન્સની ઉત્તરેથી નાર્મન લોકોએ આવીને ઈંગ્લાંડને જીતી લીધું.

આખી દુનિયામાં બ્રિટન સર્વેથી મોટું ઊદ્યોગી સંસ્થાન છે. તેમાં મુખ્ય ઉદ્યોગ રૂ, લોઢું અને બીજી ધાતુઓ, ઉન રેશમ, ચામડું સાણુ, અને કાચ કામનો છે. એ દેશનો વેપા-ર એટલો બોહોલો છે કે તેવો કોઈ પ્રજાએ અગાઊ અથવા હવડાં મચાવ્યો નથી. વેપાર અર્થે દોઢ લાખ મૈલનાં બાંધેલા રસ્તા, ૧૯,૦૦૦ મૈલ આગગાડીના રસ્તા, ૧,૨૩,૦૦૦ મૈલના વિસ્તાર ઉપર વિજળીના તાર, ૨૪,૦૦૦ વેપારી આગબોટો, અને ૨ લાખ ખલાસીઓ છે. એ દેશમા બાહાર ગામથી આવતી જણુસોમાં અનાજ, રૂ, ઉન, ખાંડ, સોનુ, રૂપું, લાકડું,

રેશમ, ચા, કાફી, સણુ, વાઈન દારૂ, અને તંબાકુ છે. સઘળી મળીને દર વર્ષે બ્રિટનમાં રૂપીયા ચાર અબજ વીશ કરોડની આયાત થતી ગણુવામાં આવી છે. એમાં ૬૪ કરોડ રૂપીયાનો અનાજ અને ૪૨ કરોડ રૂપીયાનો રૂ માત્ર આવે છે.

મુખ્ય નિકાસ એટલે જે દેશમાંથી બાહાર જનારી જણુસોમાં રૂ તથા ઉનનું કપડ, સંચાકામ, કોયલો અને ચાંમડાંની બનાવટો છે. સઘળો મળી દર વર્ષે ત્રણ અબજ રૂપીયાનો માલ બનીને બાહાર જતો હશે. એમાં સુતરનું કપડ ૭૫ કરોડ રૂપીયાનું ગણુવામાં આવ્યું છે અને કોયલો દર વર્ષે દસ કરોડ રૂપીયાનો બાહાર જાયછે.

મુખ્ય વેપાર યૂનાઇટેડ સ્ટેટસ, હિંદુસ્તાન, ફ્રાંન્સ, જર્મની હાલંડ, અને આસ્ટ્રેલિયા સાથે છે. યૂનઇટેડ સ્ટેટસ સાથે રૂપીયે સવા બે આના જેટલો અને હિંદુસ્તાન સાથે દોઢ આના જેટલો ગ્રેટ બ્રિટનને વેપાર છે.

## રાજ્ય કારભાર.

રાજા અથવા રાણી, અમીરો અને આમની સભા મળીને દેશનો કારભાર ચલાવે છે. અમીરોની સભા અને દેશમાંથી ચુંટી કાઢેલા અધિકારીઓની સભા મળીને જે મોટી રાજ સભા છે તેને પાર્લામેંટ એવું નામ આપેલું છે. અમીરોની સભામાં જે કુળના અમીરો પેઢી દર પેઢી ઉતરતા આવેછે તેઓ બેસેછે. ડયુકો મારકિવસો, અર્લો, વાંઈકાઉન્ટો અને બેરનો આ સભામાં

બિરાજે છે. તેમાં સ્કાટલંડ અને આયર્લાંડ તરફથી ૪૪ અમીર અધ્યક્ષોને અને ૩૦ ધર્માધ્યક્ષોને બેસવાનો હક છે. હાઉસ આફ કામન્સ એટલે જે આમની સભામાં પ્રજાએ ચુંટી કાઢેલા ખાસ અધિકારીઓ બેસે છે. દેશનો સઘળો ખર્ચ પસાર કરવાનું અને નવા કરો નાખવાનું કામ તેમના હાથમાં છે. પાર્લામેંટમાં સઘળા મળી ૬૭૦ પ્રતીનિધીઓ છે જેમાંના ૪૯૫ ઇંગ્લાંડ અને વેલ્સના, ૭૨ સ્કાટલંડના અને ૧૦૩ આયર્લાંડના છે.

કોઇબી નવા કાયદા દેશને માટે ઘડી કાઢવા હોય તો પાર્લામેંટની બેહુ સભાની તથા રાજકર્તા રાજા અથવા રાણીની મંજુરી જોઇયે. રાજ્યના મોટા અમલદારો નેમવાનું તથા લડાઇ ચલાવવાનું અથવા સુલેહ કરવાનું કામ રાજકર્તાના પોતના હાથમાં છે, પણ આમની સભાની મંજુરી વના કોઇબી ખર્ચ થઇ શકતો નથી અથવા કોઇબી જાતની જગાત નખાઇ શકાતી નથી.

**લશ્કરી બળ**—બ્રિટનનું લશ્કર ૧,૯૦,૦૦૦ માણસોનું છે જે માંહેના ૬૦,૦૦૦ હિંદુસ્તાનમાં રાખવામાં આવ્યા છે. એ રાજ્યની નૌકાસૈન્ય સર્વેથી માહા બળવાન છે. જો કામ પડે તો આ લશ્કર અને લડાઇનાં વાહાણો બેવડાં થઇ શકે એવી ગોઠવણ રાખેલી છે

**મેહેસુલ**—ગ્રેટ બ્રિટન અને આયર્લાંડની વાર્ષિક મેહેસુલ ૮૮ કરોડ રૂપીયાની છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે

ત્યાંની વસ્તીનું પ્રમાણ લેતાં દર માણસ દિઠ રૂ૧૪ વર્ષ દહાડે કર સરાસરી લેવાય છે.

---

## સ્કાટલંડ.

**સીમા** ઊત્તર અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર. પૂર્વે ઉત્તર સમુદ્ર; દક્ષિણે ઇંગ્લાંડ અને આઇરિષ સમુદ્ર. સ્કાટલંડનો વિસ્તાર ૩૧,૦૦૦ ચોરસ મૈલ છે એટલે જે સિલાન અથવા લંકાંના ટાપુ કરતાં સવાયું મોટું સમજવું.

### પ્રગણા.

એ દેશમાં ૩૩ પ્રગણા છે તેમના નામ નીચે પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| ૧ આર્કની—શાટલાંડ. | ૧૨ ફોર્ફાર. | ૨૩ હાડિંગટન. |
| ૨ કેથનેસ. | ૧૩ ફાઇફ. | ૨૪ બેરિક. |
| ૩ સધર્લાંડ. | ૧૪ કિનરાસ. | ૨૫ રાક્સબર્ગ. |
| ૪ રાસ. | ૧૫ કલાક માનાન. | ૨૬ સેલકર્ક. |
| ૫ ક્રોમાર્ટી. | ૧૬ પર્થ. | ૨૭ પીબ્લસ. |
| ૬ ઇનવર્નેસ. | ૧૭ આર્ગાઈલ. | ૨૮ લેનાર્ક. |
| ૭ નાર્ન. | ૧૮ બ્યુટ. | ૨૯ રેનફ્રુ. |
| ૮ એલ્જીન. | ૧૯ ડમ્બાર્ટન. | ૩૦ આયર. |
| ૯ બાન્ફ. | ૨૦ સ્ટર્લીંગ. | ૩૧ ડમ્ફ્રીસ. |
| ૧૦ આબર્ડીન. | ૨૧ લિન્લિથગ્રો. | ૩૨ કર્કંડબ્રાઇટ. |
| ૧૧ ક્નિકાર્ડિન. | ૨૨ એડિનબરો. | ૩૩ વિગટાઉન. |

## ટાપુઓ.

આર્કની, શટલાંડ અને પેલ એ ટાપુઓ ઉત્તરે છે.

હેબ્રિડીસ પશ્ચિમે છે.

બ્યુટ, આરાન દક્ષિણે છે.

## સપાટી.

સ્કાટલંડ પાહાડી દેશ છે. ત્રણ લાંબા પાહાડોની ઘટા છેક ઊત્તરથી દક્ષિણ સુધી પંથરાયલી છે. તેમના નામ લોથર્સ, ચિવિયટ હિલ્સ, ગ્રામ્પિયન્સ અને નાર્ધર્ન હાઇલાંડસ.

ગ્રામ્પિયન પર્વતોમાં બેન નીવિસ નામની એક ટોંચ સમુદ્રની સપાટીથી ૪૪૦૬ ફીટ ઊંચી છે.

## નદીઓ.

સ્કાટલંડની અગ્નિ કોણે ટ્વિડ નદી વેહે છે તે ઇંગ્લાંડ અને સ્કાટલંડની વચ્ચે એક સીમા જેવી છે. ફાર્થ અને ટે નામની નદીઓ એજ નામના આખાતોમાં પડે છે. ક્લાઇડ નદી ક્લાઇડના આખાતને જઈ મળે છે અને સ્પે નદી મહાસાગરમાં વેહે છે.

ટે નદી ૧૦૫ મેલ લાંબી છે અને સ્કાટલંડની સર્વેથી મોટી નદી કેહેવાય છે. સ્પે નદી સર્વેથી ઝડપમાં વેહેતી નદી છે. ક્લાઇડમાં વાહાણો ઝાઝાં આવજા કરે છે.

## સરોવરો.

સ્કાટલંડ પોતાના રમણિય સરોવરો માટે પ્રખ્યાત છે. એમાં લાક લામંડ અને લાક કેતરાઇન મુખ્ય છે. પેહલો આખાં બ્રિટનમાં સર્વેથી મોટો સરોવર કેહેવાય છે.

## હવા—રૂતુ—ઊત્પતી.

સ્કાટલંડની હવા ઈંગ્લંડ સાથ સરખાવતાં ઠંડી અને ભિણાસવાળી છે.

પેદાયશમાં ફાર્થ અને કલાઇડ નદીઓ આગળ લોઢું અને કોયલો મોટા જથ્થામાં મળે છે. દેશનો મોટો ભાગ વેરાન છે.

## લોક.

સ્કાટલંડની વસ્તી ૩૭,૫૦,૦૦૦ લોકની ગણાયછે. એ દેશના બે મુખ્ય ભાગો છે, એક હાઈલાંડ અને બીજો લોલાંડ. લોલાંડ વાળા સઘળી રીતે ઇંગ્રેજોને મળતા છે પણ હાઇલાંડમાં રહેનારા જેઓને હાઇલાંડરો કહેછે તેઓ કપડાં, ભાષા વગેરેમાં કેવળ જુદા છે. તેઓ પગમાં ઇજારને બદલે ઘાઘરા પેહેરે છે. અગાઊ એવા હાઇલાંડરોની રિજમીટો હિંદુસ્તાનમાં કોઇ કોઇ વાર મોકલવામાં આવતી હતી.

સ્કાટલંડના લોક વેપાર વણજમાં બહુ ચંચળ ગણાયછે દેશમાં કેળવણીનો પ્રસાર પણ ઘણોછે અને એ દેશમાં પણ

માહાન કવીઓ અને વિદ્વાનો થઇ ગયા છે. નામાંકીત કવી• સર વાલટર સ્કાટ પણ સ્કાટલંડનો રેહેવાસી હતો.

## મુખ્ય શેહરો.

**એડિનબર્ગ**—સ્કાટલંડની રાજધાની. યૂરોપનું મહાન રમણિય શેહર ગણાય છે. એડિનબર્ગનો કિલ્લો એક ઊંચા ખડકની ટોંચ ઉપર આવેલો છે. પ્રાચીન સ્કાટીશ રાજાઓનો મેહેલ આ શેહરમાં છે જેને હોલિરૂડ કહેછે. હમણાં તેમાં મોટી પાઠશાળા છે.

**લીથ** શેહર એડિનબર્ગનું મોટું બંદર છે.

**ગ્લાસગો**—ક્લાઇડ નદી ઉપર છે. સ્કાટલંડમાં સર્વેથી મોટું શેહર એ છે. એમાં પણ મોટાં કારખાના છે અને તે લીધે માનચેસટર અને બિજાં ઇંગ્લાંડના કારખાનાવાળા શેહરોની પેઠે એ ધૂમાડાથી કાળું કાળું લાગે છે. ગ્લાસગો શેહર મોટી આગબોટો બાંધવા માટે તથા વરાળ યંત્રો બનાવવા માટે પ્રખ્યાત છે.

**પેસ્લી** ગ્લાસગોથી સાત મૈલ છેટે છે. એમાં આગળ શાળો બનતી હતી પણ હાલ તો તરેહવાર જાતનો સીવવાનો દોરો બનેછે.

**સ્ટર્લીંગ**—આ શેહરમાં એક નામીચો કિલ્લો છે અને અસલ ત્યાં સ્કાટીશ પાદશાહો રહેતા હતા. પર્થ શેહર આગળ સ્કાટલંડની રાજધાની ગણાતું અને ત્યાં આગળ

સ્કોન ફરી જગ્યા છે ત્યાં રાજાઓને ગાદીએ બેસાડવાની ક્રિયા કરવામાં આવતી હતી. આ ક્રિયાની વેળાએ જે પથ્થર ઉપર તેમને બેસાડવામાં આવતા તે પથ્થર હમણાં લંડનમાં વેસ્ટ મિન્સટર આબેમાં મેલવામાં આવ્યોછે. પર્થમાં પાસે સેન્ટ આનડ્રુસ શેહરમાં પ્રખ્યાત અને ઘણી પૂરાણી પાઠ-શાળા છે.

**ડન્ડી,** ટે નદીના મૂખ ઉપર છે. એ સ્કાટલંડનું ત્રીજું શેહેરછે. અહીં સૂતરાઉ કપડ અને સણુના કારખાના છે.

**આબર્ડિન**—સ્કાટલંડના પૂર્વ કોરતા ઉપર છે. અહીંના સઘળાં ઘરો ગ્રાનિટ પથ્થરના બાંધેલાં છે. એ સ્કાટલંડનું ચોથું શેહેર ગણાય છે અને તેમાં મોટી વિધ્યાળય છે.

**બાંલમોર્લ** આબર્ડિનની પશ્ચિમે છે અને ત્યાં ઉનાળા-માં મહારાણીજી જઇ રેહેછે.

## વસ્તી.

ગ્લાસગો ૪,૮૮,૦૦૦, એડિનબર્ગ ૨,૨૮,૦૦૦, ડન્ડી ૧,૪૫,૦૦૦, આબર્ડિન ૧,૦૫,૦૦૦ ગ્રિનાક ૬૪,૦૦૦ પેસ્લી ૫૬,૦૦૦

---

# આયર્લાંડ.

**સીમા** પૂર્વે નાર્થ ચાનલ, આઇરીશ સમુદ્ર અને સેન્ટ જ્યાર્જ્સ ચાનલ, ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર.

આયર્લાંડનો વિસ્તાર ૩૨,૫૦૦ ચોરસ મૈલનો છે. એ સ્કાટલંડ કરતાં લગાર મોટું છે અને ગ્રેટ બ્રિટનના ત્રીજા ભાગ જેટલું છે. ત્યાંના વત્નીઓ તેને **એરિન** એ નામથી ઓળખે છે.

પશ્ચિમે વા ના જોરે આટલાન્ટિક મહાસાગરના મોજા કિનારા ઉપર અફળાવાથી એ દેશનો પશ્ચિમ કોસ્તો ઘણો કપાઇ ગયલો છે. સઘળા મળી ૫,૦૦૦ ટાપુઓ અને ખંડકો આયર્લાંડની આસપાસ ગણવામાં આવ્યા છે પણ માત્ર ૨૫૦ માંજ લોક વસેછે, બાકી ઉજજડ છે.

આયર્લાંડ ચાર પ્રાંતોમાં વેંહેચાયલું છે. અલ્સ્ટર, લિન્સટર, મન્સ્ટર અને કોનોટ. એ ચાર પ્રાંતોના વળી ૩૨ વિભાગ થયલા છે.

**અલ્સ્ટરમાં**—ડોનીગલ, લંડનડેરી, આંત્રીમ, ટિરોન, ડાઉન, આર્માગ, મોનાગાન, ફર્માનાગ, કેવાન.

**લિન્સ્ટરમાં**—લાંગફર્ડ, વેસ્ટમિથ, ૃમિથ, લુથ, ડબ્લિન, કિલ્ડાર, કિંગ્સ કાંઉન્ટી, ક્વિન્સ કાંઉન્ટી, વિક્લો, વેક્સફોર્ડ, કાર્લો, કિલ્કેની.

**મન્સ્ટરમાં**—ટિપરારી, વાટરફોર્ડ, કોર્ક, કેરી, લિમરીક, ક્લેર.

**કોનોટમાં**—ગાલ્વે, રાસકામન મેયો, સ્લાઇગો, લીંટ્રીમ.

## ટાપુઓ.

રાથલીન, આરાનના ઉત્તર બેટો, અચીલ, ક્લેર બેટો, આરાનના દક્ષીણ બેટો, વેલેન્શીયા.

## મુખ્ય શેહરો.

લન્ડનડેરી ફાઇલ નદી ઊપર છે. ૧૬૮૮—૮૯ માં બીજા જેમ્સ રાજાએ એ શેહર ઉપર ઘેરો ઘાલ્યો હતો પણ તેમાં ફાવ્યો ન હતો તે માટે એ શેહર પ્રખ્યાત છે.

**બેલ્ફાસ્ટ**—અંહી આઇરીષ લિનન નામનું સૂત્રાઉ કપડ બને છે. આ શેહરમાં મોટી મોટી વિધ્યાળયો છે.

**ડ્રાગીહા**—ઈંગ્લાંડના રાજા વિલીયમ ત્રીજા અને સ્કાટલંડના રાજા જેમ્સ બીજા વચ્ચે ૧૬૯૦ માં આ ઠેકાણે લઢાઇ થઇ હતી.

**ડબ્લિન**—આયર્લાંડની રાજધાની. અંહીં નામાંકીત ડબ્લિન યૂનીવર્સીટી છે.

**કિલ્કેની**—આ શેહરની પડોસમાં સંઘેમરમરની મોટી ખાણો છે.

**કોર્ક**—આ ઘણું અગત્યનું શેહર છે. એમાં મોટો વેપાર ચાલે છે, અને કાલેજો વગરે વિધ્યા સંબંધી ખાતાંઓ છે.

# વધુ વિગતો.

આયર્લાંડની એકંદર લંબાઇ ૨૪૮ મૈલ અને પોહોળાઇ ૧૭૦ મૈલ છે. કુલ વિસ્તાર ૩૧૭૫૪ ચોરસ મૈલનો છે. અને વસ્તી ૧૮૮૧ ના સાલમાં ૫૧ લાખ ૭૫ હજાર માણસોની ગણવામાં આવી હતી. એ દેશની હવા ઈંગ્લાંડની હવા કરતાં વધારે ભિણાસવાળી અને મધ્યમ છે. જો કે જમીણ બહુજ સારી છે. પણ ખેતીવાડી ઝાઝી થતી નથી. કંઇ કંઇ જગાએથી લોઢું, ત્રાંબુ, શિશું, અને સંઘેમરમર નિકળે છે. વિકલો પ્રગણામાંથી સોનું નિકળેલું પણ જાણવામાં આવ્યું છે. મુખ્ય વેપાર કપડનો છે. દેશ એવી રીતે આવેલું છે કે, એનો વેપાર ઝાઝો ખીલે; પણ એના લોક ઈંગ્લાંડના લોક જેવા ઉદ્યમવાળા નથી. કેળવણી પણ ઉતરતા વર્ગોમાં ઝાઝી નથી. ૧૧૭૨ માં આયર્લાંડ દેશને બીજા હેન્રી રાજાએ ઈંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું અને ૧૮૦૧ માં આઇરીષ પાર્લામેંટને ઈંગ્રેજી પાર્લામેંટ સાથ જોડી નાખવામાં આવી. હમણા બે ચાર વર્ષ થયાં આયર્લાંડની વસ્તીનો કેટલોક ભાગ પોતાની જૂદી પાર્લામેંટ માગવા આગ્રહ કરે છે અને તે ભાંજગડ હજુ પતી નથી. દેશની વસ્તીનો મુખ્ય ભાગ રોમન કાથોલીક પંથ પાળનારોછે.

## ગ્રેટ બ્રિટન અને આયર્લાંડમાં અગ્નિ રથ.

આ જોડયાં દેશમાં અગ્નિ રથ, નેહેરો અને નદીઓને માર્ગે જેવો સંબંધ છે તેવો પૃથ્વિના કોઇ ભાગમાં ન હશે. આ ચાલુ સદીમાં અને ગઇ સદીમાં નેહેરોના બાંધકાંમ એટલાં તો ઝડપથી ચલાવ્યામાં આવ્યાં હતાં કે હમણાં માત્ર ઈંગ્લાંડમાંજ ૨૪૦૦ મૈલ લાંબી નેહેરો છે તે ઉપર થઇને બાફની હોડીઓથી મોટા વજણમાં દાગીના, માલ મતા વગેરે લઇ જવામાં આવે છે. પણ ચોથા વિલીયમના અમલમાં આગગાડીઓ દોડવા માંડી અને તે પછી નેહેર માર્ગે લાવલઇજાવ કરવાનું ઘણું ઓછું થયું. પેહલો અગ્નિ રથ ૧૮૨૫ નાં સાલમાં દોડયો, અને બીજા સાહાઠ વર્ષમાં તો એટલી બધી આગગાડીના રસ્તા વધી ગયા કે હમણા એ જોડીયાં દેશમાં સઘળો મલી ૧૯૦૦૦ મૈલનો આગગાડીનો રસ્તો છે અને તે ઉપર દર સાલ ૭૨।। કરોડ લોક આવ જા કરેછે.

## બ્રિટીષ તાબેના બાહારના મૂલકો.

**યૂરોપમાં**—હેલિગોલાન્ડ, જીબ્રાલ્ટર, માલ્ટા, અને ગોઝો.

**એશિયામાં**—પરીમ, એડન, હિંદુસ્તાનનો મુખ્ય ભાગ, આસામ, બર્મા અથવા બ્રહ્મદેશ, સિલાન, સ્ત્રેટસ (એટલે જે પ્રિન્સ આફ વેલ્સના ટાપુ, મલાકા, સિંગાપોર, અને વેલેસ્લી) હાંગકાંગ, લાબુઆન અને ઉત્તર બોર્નીઓ.

**આફ્રિકામાં**—સીરા લિઓની, ગેમ્બીઆ, ગોલ્ડકોસ્ટ, લેગોસ, નાઇજર ઇલાકો, સેંટ હેલીના, આસેન્સન, કેપ કોલોની, પશ્ચિમ ગ્રિકવાલાંડ, નેટાલ, બકુઆનાલાંડ, બસુટોલાંડ, પોન્ડોલાંડ, પૂર્વ ગ્રિકવાલાંડ, ઝૂલુલાંડ, મોરીશીયસ, સીશેલીસ ટાપુ.

**ઉત્તર અમેરિકામાં**—કેનેડા, ન્યુ બ્રન્સવિક, નોવા સ્કોશીઆ, કેપ બ્રેટન, મેનીટોબા, કિવાટીન, આલ્બર્ટા, આસીનિબોઇયા, એથાબાસ્કા, સાસકાચેવના, બ્રિટીષ કોલમબીયા, વાનકુવર ટાપુ, પ્રિન્સ એડવર્ડ ટાપુ, ન્યુ ફાઉન્ડલાંડ, હોન્ડયુરાસ.

**વેસ્ટઇન્ડીઝમાં**—જેમેઇકા, આન્ટિગ્વા, બાર્બેડોઝ, ડોમીનીકા, ગ્રિનેડા, મોન્ટસિરાટ, નીવીસ, સેન્ટ ક્રિસ્તોફર, સેન્ટ લુસ્યા, સેન્ટ વિન્સેન્ટ, ટોબેગો, તોર્તોલા, આન્ગવિલા, ત્રીનીદાદ, બાહામા, બર્મુદાસ.

**દક્ષિણ અમેરિકામાં**—બ્રિટીષ ગાયના, અને ફાકલંડ ટાપુઓ.

**આસ્ટ્રેલેશ્યા** અને **પાલીનીશ્યામાં**—ન્યૂ સાઉથ વેલ્સ, કિવન્સલાંડ, વિકટોરીયા, સાઉથ આસ્ટ્રેલ્યા, વેસ્ટ આસ્ટ્રેલ્યા, ટાસ્માન્યા, ન્યૂ ઝીલાંડ, ફિજી, ન્યૂ ગિનિ (એક ભાગ) નાઈક ટાપુઓ, આકલંડ ટાપુઓ.

---

# ફ્રાન્સ.

**સીમા**—ઉત્તરે, બેલજીયમ અને ઇંગ્લિશ ચાનલ—પશ્ચિમે, આટલાંન્ટિક માહાસાગર—દક્ષિણે, પિરિનીઝ પર્વતો અને ભૂમધ્ય સમુદ્ર—પૂર્વે, સ્વિટઝર્લાંડ અને જર્મની.

પેહેલાં ફ્રાન્સને ૩૫ પ્રગણાઓમાં વેંહેંચી નાખવામાં આવ્યું હતું. હાલ તેના ૮૭ પ્રગણા છે.

**મુખ્ય નદીઓ**—સીન એ ઇંગ્લિશ ચાનલને મળે છે. લુઓર અને ગારોન બિસ્કેના ઉપસાગરને મળે છે. ર્‍હોન એ લેઓન્સ અખાતને મળે છે.

**મુખ્ય દ્વીપો**—કાર્સિકા, અશન્ટ, ઇત્યાદિ.

**મુખ્ય ભૂશિરો**—લાહોગ અને બાર્ફ્લુર એ ફ્રાન્સની ઉત્તરે છે, ઈત્યાદિ.

**મુખ્ય અખાતો તથા ઉપસાગરો**—બિસ્કેનો ઉપસાગર એ ફ્રાન્સની પશ્ચિમે છે. લેઓન્સ અખાત એ ફ્રાન્સની દક્ષિણે છે.

## મુખ્ય શહેરો.

**પારિસ**—એ રાજધાની શહેર સેન નદીપર. એમાં ૧૮ લાખ, અને ૨૮ હજાર માણસની વસ્તી છે. વેપાર વણજમાં ફક્ત લંડનથીજ એ ઉતરતું છે. એ જે ઉંચ મહેલો, મિનારાઓ, બાગ બગીચાઓ, ફૂઆરાઓ, તથા હાટલો,

અને મોટા, પહોળા ને પાધરા રસ્તાઓ વગેરેથી શોભા તથા દબદબો ધરાવે છે. તેની બરોબરી આજ સુધી બીજું કોઇ શહેર કરી યા થઈ શક્યું નથી. સન ૧૮૭૦ ની પ્રુશિઆ સાથની લડાઇમાં ૧૩૨ દિવસો સુધી શત્રુના ઘણા જબરા ઘેરામાં રહ્યા બાદ સુલેહના બંદોબસ્તની રૂએ તારીખ ૨૮મી જાનેવારી ૧૮૭૧ ને દીને પોતાના શત્રુને શરણ થઇ છૂટકો મેલવ્યો હતો.

**રૂએન**, **લાઇલ**, **ટ્લુસ**, અને બીજાં ઘણાં શહેરો મોટાં છે અને વેપાર તથા કારખાનાંને માટે પ્રખ્યાત છે. **શર્બર્ગ** અને **બ્રેસ્ટ** એ બે આટ્લાંટિક મહાસાગર ઉપર નૌકાસૈન્યના ઠેકાણાં છે. **નાન્ટ્સ** એ લુઓર નદીને કાંઠે વેપારનું સ્થળ છે. ગારોન નદીને કાંઠે **બોર્ડો** પણ વેપારનું સ્થળ છે. એમાં દ્રાક્ષનો દારૂ સારો થાય છે, અને બીજા દેશમાં ઘણો મોકલવામાં આવે છે. ભૂમધ્ય સમુદ્ર ઉપર **માર્સેલ્સ** અને **તુલોન** નામે બે મોટાં બંદર છે. ફ્રાન્સમાં બીજે નંબરે મોટામાં મોટું નગર **લ્યોન્સ** કરીને ન્હોન અને સોન નદીઓના સંગમ ઉપર છે. એમાં રેશમી વણાટનાં કારખાનાં છે.

## વધુ વિગતો

ફ્રાન્સના લોક ઘણાં હોશિયાર અને ઉદ્યોગી છે. આખી દુનયામાં અતિ રસાળ અને બળવાન દેશોમાં એ દેશ ગણાય છે. ફ્રેંચ કે ફ્રાન્સિસ લોક સઘળા હુન્નર અને વિદ્યામાં કુશળ છે.

ફ્રાન્સની લંબાઇ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૬૦૦ મૈલ, પહોળાઇ પૂર્વથી તે પશ્ચિમ સૂધી ૫૧૦ મૈલ, અને છેલ્લી જર્મની સાથની લડાઇમાં ખોએલાં આલસેસ તથા લારેંનના પરગણાઓ બાદ કરતાં એકંદર વિસ્તાર ૨ લાખ અને ૫ હજાર ચોરસ મૈલ છે. સન ૧૮૭૧ માં કહાડેલી ગણત્રિ મૂજબ કૂલે વસ્તી ૩ કરોડ, અને ૬૫ લાખ માણસની હતી.

ફ્રાન્સની હવા તેના જૂદા જૂદા ભાગોમાં હેર ફેર છતાં, સૂકી, ખૂશનુમાં, અને સૂખાકારી ભરેલી છે. જમીન ઘણી ખરી સપાટ અને ફળવંત છે. ફ્રાંન્સની જમીન ત્યાંના લોકોમાં એટલી તો વહેંચાઈ ને કડકા બુકલા થઇ ગઇ છે કે થોડાં વર્ષપર કહાડેલા હિસાબ મૂજબ ત્યાંની વસ્તીનો ત્રીજો ભાગ જમીનદાર જેવો ગણાય છે; અને જો તેની સરાસરી કહાડીએ તો દરેકે માત્ર ૧૨) એકર જમીન આવે છે. જમીનના ઉપયોગને લગતો એવો અડસટો છે કે, આખી જમીનનો અર્ધો અર્ધ ભાગ ખેતીમાં, ૧/૭ ભાગ જંગલોથી, ૧/૧૦ ભાગ ઘાસ ચારાથી, ૧/૧૬ ભાગ રસ્તાઓ વગેરેના બાંધ કામમાં, ૧/૭ પડતર, ૧/૨૬ ભાગ દ્રાક્ષના કયારાથી અને બાકીનો ભાગ પરચુરણ ખેતીવાડીમાં આવી છે.

ફ્રાન્સનો મુલૂક ખરેખર ઘણો માતબર તથા શક્તિવાન છે. મુખ્ય પેદાશમાં અનાજ તથા દારૂ છે. ગ્રેટ બ્રિટન સાથે સરખાવતાં ધાતુની પેદાશ કમ છે; તોપણ લોહું, કોયલો, તથા સીસું વગેરે વધતા ઓછા જથામાં મળી આવે છે.

મુખ્ય કારખાણા રેશમ, ઉન, રૂ, સણ તથા શીટ વગેરેના છે. ફ્રેંચો જાતે સુધરેલ, સુરા, ઉદ્યોગી, અને એલમ હુનરમાં ઘણી ચંચલાઈ, તથા બાહોશી વાપરનારા છે. તેમજ મોજીલા અને ખૂશ મિજાજના છે. છેલ્લી જર્મની સાથની લડાઇ પછે સન ૧૮૭૧ થી રાજનીતિ પ્રજાસત્તાક થઇ છે. લોકોનો મોટો ભાગ રોમન કાથોલિક પંથનો છે; તોબી બીજા પંથવાળા કે યાહુદીઓને લાયકાત મૂજબ સરકારી મોટા હોદ્દા મેળવવાને કસી મના નથી.

---

## સ્પેન.

સ્પેન અને પોર્તુગાલ એ ફ્રાન્સની દક્ષિણે દ્વીપકલ્પ છે. સ્પેનના ૪૯ પ્રાંત કરેલા છે.

**મુખ્ય પર્વત**—પિરીનીઝ ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા પહાડ છે.

**મુખ્ય નદીઓ**—દૂરો, ટેગસ, અને બીજી નદીઓ આટ્લાંટિક મહાસાગરને મળે છે. ઇબ્રો ભૂમધ્ય સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—બલીઆરી ટાપુઓ (માજોર્કા, મિનાર્કા, ઐવિજા, અને ફાર્મેન્ટેરા) ભૂમધ્ય સમુદ્રમાં છે. આટ્લાંટિક મહાસાગરમાં કાનેરી ટાપુઓ છે.

**સામુદ્રધુની**—જિબ્રાલ્ટરની સામુદ્રધુની સ્પેન અને આફ્રિકાની વચ્ચે છે, ને તે આટ્લાંટિક મહાસાગરને અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે.

**મુખ્ય ભૂશિરો**—ઓર્ટિગલ એ છેક ઊત્તર બિંદુ અને ફિનિસ્ટેર એ છેક પશ્ચિમ બિંદુ છે. દક્ષિણે ટ્રફાલ્ગર. ક્રુઝ એ સ્પેનનું છેક પૂર્વ બિંદુ અને ટરિફા એ સ્પેનનું અને યૂરોપનું છેક દક્ષિણ બિંદુ છે.

**મુખ્ય શહેરો**—**માદ્રિદ** એ માંઝનરીઝ નદીને કાંઠે રાજધાની છે. **ટોલીડો** એ ટેગસ નદી ઉપર છે. **સાલામાંકામાં** એક યુનિવર્સિટિ છે. **સારાગોસા** એ ઈબ્રો નદીને કાંઠે છે એ સિવાય **સેવિલ** અને **ગ્રાનેડા** એ બે મોટાં નગર છે. **બાર્સીલોના**, **વાલેન્શિઆ**, **કેડિઝ**, **કોરન્ના** વગેરે મોટાં બંદર છે.

**જીબ્રાલ્ટર**—એજ નામની સામુદ્રધૂનીપર દરિઆની સપાટીથી ૨૫૦૦) ફીટની ઊંચાઈએ એક મજબૂત ખડકપર કિલ્લેબંધી કીધેલું શહેર છે. ઇંગ્લિશ સરદાર સર જ્યાર્જ રૂકે સન ૧૭૦૪ માં એ *જીતી લીધું હતું. એ ઉપર ફ્રેન્ચ તથા સ્પેનના સાથે જોડાયલા ઘણા મજબૂત કાફલાએ સન ૧૭૭૯ થી તે ૧૭૮૨ સૂધી ઘેરો નાખ્યો હતો; પણ ત્યાના ગવર્નર સર ગિલબર્ટ એલિઅતની બાહોસી તથા તેના બહાદૂર લશ્કરની મરદાનગીથી ઉપલા કાફલાને બેહદ નૂકસાન તથા મોટી નામોશી સાથે પાછું ફરવું પડયું હતું. આખા યૂરોપ વચ્ચે ત્યાંજ વાંદરાઓની વસ્તી છે.

## વધુ વિગતો.

સ્પેનના લોક આળસુ છે અને યૂરોપમાં તેમનો ઘણો ભારબોજ નથી. તેઓ સ્પાનિશ ભાષા બોલે છે.

**મુખ્ય નિકાસ**—ધાન્ય, ઘોડા, તલવારનાં પાનાં, ચામડાં, રેશમ, ઊન, દ્રાક્ષનો દારૂ, બદામ, નારંગી. અને બીજો મેવો. સ્પેનમાં ખનિજો પુષ્કળ છે.

સ્પેનની લંબાઇ પૂર્વથી તે પશ્ચિમ સૂધી ૬૫૦ મૈલ, પહોળાઇ ૫૨૦ મૈલ, અને કેનેરીના ટાપૂઓ સાથે એકંદર વિસ્તાર ૧ લાખ, ને ૮૨ હજાર ચોરસ મૈલ છે. કૂલે વસ્તી ૧ કરોડ, ૬૩ લાખ માણસની છે.

સ્પેન એ પહાડી મુલૂક છે; ત્યાંની હવા જૂદા જૂદા ભાગોમાં જૂદી જૂદી ને હેર ફેર છે. ઊંચી સપાટ જગ્યાપર ઉન્હાળો તેમ શિયાળો બંધે સખ્ત ગૂજરે છે. પશ્ચિમ તરફની હવા ઘણી મંદ અને સરદ છે, જમીન ફળવંત છતાં ખેતીવાડી હલકી કીસમની છે. આગલા વખતમાં સોના રૂપાની ખાણ માટે આ દેશ પ્રખ્યાત હતો; અને હજૂ પણ બીજી કેટલીક ધાતુઓની નિપજ વાસ્તે એ માતબર ગણાય છે. પારો, ત્રાંબુ, સીસું, તથા કલાઇ સારા જથામાં મળે છે. વેપાર વણજ તથા કારખાણાઓ આગલા કરતાં નબળી હાલતમાં છે. કેળવણી, વિદ્યા, હુન્નર વગેરે શોકકારક સ્થિતી ધરાવે છે. વસ્તીનો મોટો ભાગ લખી વાંચી જાણવાથી બેનસીબ છે. તેઓનો ધર્મ રોમન કાથોલિક છે.

# પોર્તુગાલ.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે સ્પેન; પશ્ચિમે અને દક્ષિણે આટલાન્ટિક મહાસાગર.

**મુખ્ય શેહેરો**—લિસ્બોન, ટેગસ નદી ઉપર. એ પોર્તુગાલની રાજધાની છે. ૧૭૫૫ ના સાલમાં ધર્થીકંપથી આ શેહરના મોટા ભાગનો નાશ થયો હતો.

અપોર્ટો—ડૂરો નદી ઉપર. એ લિસ્બોનથી ઉતરતું દેશનું બીજું શેહેર છે.

કોઈમ્બ્રા—જ્યાં મોટી પાઠશાળા છે. એ શેહેર મોન્ડીગો નદી ઉપર છે.

**મુખ્ય નદીઓ**—ડૂરો અને ટેગસ, એ બન્ને આટલાંન્ટિક મહાસાગરને મળે છે.

**મુખ્ય દ્વિપો**—આઝોર્સ, મદીરા, અને કેપવર્દ બેટ.

**મુખ્ય ભૂશિર**—દક્ષિણે સેન્ટ વિન્સેંટ, છેક દક્ષિણ બિંદુપર સાંતા મારિયા, અને રોકા જે યૂરોપનું છેક પશ્ચિમ બિંદુ છે.

## વધુ વિગતો.

પોર્તુગાલની એકંદર લંબાઇ ઉત્તરથી દક્ષિણ સુધી ૩૫૦ મેલ અને પહોળાઇ ૧૪૦ મેલ છે. એ દેશનો વિસ્તાર ૩૬,૫૦૦ ચોરસ મૈલનો ગણવામાં આવ્યો છે. વસ્તી બેટો મળીને ૪૭,૪૦,૦૦૦ માણુસની આસરે છે. દેશની આબો

હવા ઘણી તનદરૂસ્તી વાળી છે પણ જમીનની જાત સ્પેનના કરતાં ઉતરતી છે. વેપાર ઉદ્યોગ અને ખેતી પણ બહુ પછાટ છે. મુખ્ય ઉપજ પોર્ટ વાઈન દારૂની છે જે નામ ઓપોર્ટો બંદર ઉપરથી પડયું છે. કેળવણીમાં પણ યૂરોપના બીજા લોક કરતાં પોર્ટુગીઝો ઉતરતા છે. જોકે સ્પેનના લોક કરતાં તેઓ વધારે ઉદ્યોગી છે. ત્યાં છોકરાંઓને જબરદસ્તીથી નિશાળે મોકલવાનો કાયદો છે તે છતાં એ કાયદો ઝાઝો અમલમાં આવતો નથી. એ દેશ ઉપર રાજાનો અમલ ચાલે છે અને ધર્મ રોમન કાથોલીક છે.

---

## બેલજિયમ.

**સીમા**—ઉત્તરે હાલંડ, પશ્ચિમે ઉત્તર સમુદ્ર, દક્ષિણ ફ્રાન્સ, અને પૂર્વે રાહાઈનના પ્રૂશિયન મુલકો.

એમાં ૯ પ્રાંત છે.

**મુખ્ય નદીઓ**—મ્યુસ (અથવા મઉસ) અને શેલ્ટ એ બંને જર્મન સાગરને મળે છે.

### મુખ્ય શહેરો.

**બ્રસેલ્સ**—રાજધાની શહેર, સેન નદીપર છે. ત્યાં ગાલીચા, ગાડી અને દુનિઆ વચ્ચે સર્વેથી સરસ ફીટ બને છે. એમાં ૧ લાખ, ૭૫ હજાર માણસની વસ્તી છે. એ શેહેર એવું

તો દેખાવડું અને શોભાયમાન બાંધ્યું છે કે એને ફ્રાન્સની રાજધાની પારિસ શહેરનો એક નાનકડો નમુનો ગણે છે.

**આન્ટવર્પ**—એ શેલ્ટ નદીપર બહોળા વેપારની જગો છે. એમાં આખા યૂરોપ વચ્ચે ઊંચામાં ઊંચો બૂરૂજ અથવા કિલ્લો છે. જેની ઊંચાઇ ૪૬૬ ફીટની છે. અને જેને મથાળેથી ચોમેર ૫૦ મૈલની હદ સુધીનું દેખી શકાય છે; એટલે જે આઠ હજાર ચોરસ મૈલના વિસ્તારપર નજર પહોંચી શકે છે. નામાંકિત ચિતારા રૂબેન્સ, વાનડાઇક, અને ટેનીઅર્સની એ શેહેર જન્મ ભૂમિ ગણાય છે. એમાં ૧ લાખ, ૨૫ હજાર માણસની વસ્તી છે.

**ઘેન્ટ** અથવા **ગ્યાંગ**—એ લીસ તથા શેલ્ટ નદીઓના સંગમ ઉપર છે. એમાં વેપારની જણસો બનાવવાનાં મોટાં કારખાના હોવાથી ઘણીવાર એને બેલજિયમનું માનચેસ્ટર કરીને બોલે છે. એ ૨૬ ટાપૂઓથી બનેલું અને એકશો પૂલોથી જોડી લીધેલું છે; એવું છતાં એમાં મોટા બાગ બગીચા અને મેદાનો છે. જર્મનીના શહાનશહા પાંચમાં ચાર્લસની એ જન્મ ભૂમિ છે, (સન ૧૫૦૦ માં) ૧ મોટી વિદ્યાલય, અને ૧૧ લાખ માણસની એમાં વસ્તી છે.

**લીએજ**—મ્યૂઝ નદીપર છે. એને ઘણીવાર બેલજિયમનું બર્મિંગામ કરીને કહે છે. એમાં લૂહારકામ, ટોપ, લડાઇના હથિયારો તથા ઘડિયાળો બને છે. એમાં એક વિદ્યાલય છે. એ શહેરની પડોસમાં કોયલાની ખાણો તથા ગરમ પાંણીના ઝરા છે.

**માલિન્સ** અથવા **મેકિલન**—ડાઇલ નદિપર ફીત અને સણને માટે પ્રખ્યાત છે.

**બ્રુગેજ**—એ એક મજબૂત કિલ્લેબંધી કીધેલું શેહેર છે. આગલા વખ્તમાં સર્વેથી મોટાં વેપારી શહેરો મધે એ પણ એક હતું. પણ ૧૫ મી સદીમાં ધર્મને લગતું જંગ સલગવાથી ત્યાંના ઘણાક ઉદ્યોગી અને હુનરવાળા લોકોએ પોતાના જાન માલની સલામતી કાજે ઈંગ્લાંડમાં જઇ રહી ત્યાંનો આસરો લીધો હતો. હજુ પણ સણ તથા ફીતના કારખાનાઓ માટે એ શહેર પ્રખ્યાત છે. ઑઇલ પેન્ટિંગ તથા દશાંશ ગણિત આ શેહેરમાંથી જન્મ પાંમેલાં બોલાય છે.

**વાટર્લુ**—બ્રસેલ્સની દક્ષિણે દશ મૈલપર આવેલું એક પ્રખ્યાત ગામડું છે. ઈંગ્લિશ સપેશાલાર ડ્યુક ઑવ વેલિંગ્ટન. અને પ્રૂશિયન સપેશાલાર બ્લૂચર એઓએ સાથે મળીને ફ્રેન્ચ સપેશાલાર મોટા પ્રાક્રમી શહાનશાહા નેપોલિયન બોનાપાર્ટ ઉપર તારીખ ૧૮ મી જૂન ૧૮૧૫ ને દિવસે આ ઠેકાંણે સંપૂર્ણ ફ્તેહ મેળવી હતી.

**બંદરના શેહેરો**—આંન્ટવર્પ બ્રુગેજ અને આસ્ટેન્ડ.

## વધુ વિગતો.

બેલજિયમની લંબાઇ પૂર્વેથી તે પશ્ચિમ સૂધી ૧૪૫ મૈલ, પહોળાઇ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૧૨૫ મૈલ, અને એકંદર વિસ્તાર ૧૧૪૦૦) ચોરસ મૈલ છે. વસ્તી ૫૦ લાખ ૮૭ હજાર

માણસની ગણાય છે. જેટલી થોડી જગ્યા આ દેશે રોકી છે, તે સાથે તે મધેની વસ્તીનો મૂકાબલો કરતાં યૂરોપ મધ્યે એક ઘણો ભરપૂર અને ખિચોખિચ વસ્તિવાળો દેશ ગણાય છે.

બેલજિયમની હવા અગ્નિ ખૂણે મધ્યમ, નર્મ, અને પસંદ જોગ છે; પણ ઉત્તર તરફની સરદ અને રોગિષ્ટ છે, એની ધર્તી ફળવંત છે. આખી જમીનનો $\frac{1}{5}$ ભાગ માતબર જંગલથી ભરેલો છે, જ્યાં ઓકના ઝાડનો સારો જથ્થો નિપજે છે. ખેતીવાડી ઘણી ઉત્તમ પ્રકારની છે. ભાજી તરકારી ઈંગ્લાંડને મળતી થાય છે. આ દેશનું કદ ધ્યાનમાં લેતાં એની આગળ યૂરોપના બીજાં રાજ્યો ખેતીવાડીમાં, કારખાનાઓમાં, તથા ખણિજ પદાર્થો મેળવવાના ઉદ્યોગમાં પછાત પડેલા જણાય છે. અહીં લોઢાંની, કોયલાની, જસતની અને સીસાની મોટી મોટી ખાંણો છે, ફીત તથા સણના કારખાનાઓ માટે આ દેશ ઘણું આગળથી પ્રખ્યાત છે. ઘોડા, ગાય, ઢોર, મેંઢા, ડુક્કર વગેરેને ઘણી સારી હાલતમાં ઉધારે છે. વેપાર વણજ ઘણો બહોળો તથા આબાદી ભરેલી હાલતમાં ચઢતો છે, ત્યાંના ફલેમિશ લોકો આગળ એકવાર ઘણા નામીચા ચિતારા ગણાતા હતા. બીજા કેથોલિક રાજ્યવાળાઓ કરતાં આ દેશે કેળવણી ઉપર ઘણું સારૂં ધ્યાન આપ્યું છે. ગણત્રિ ઉપરથી માલૂમ પડ્યું છે કે આ દેશની આખી વસ્તીના ૯ ભાગ કેળવણી લે છે. ત્યાં **ઘેન્ટ, લીએજ, લોવેન,** અને **બ્રસેલ્સ** એ ચાર મોટી વિદ્યાલયો, અને ૫ લાખથી વધુ પુસ્તકોના ૧૪ મોટાં જાહેર પુસ્તકખાના છે. રહેવાસીઓમાં

ફ્રૅન્ચ તથા જર્મન ભેળસેલ છે; તથા તેઓની રીતભાત, ચાલચલન, અને પેરવાસ એ સર્વે હેરફેર તથા જૂદાં છે. આ દેશમાં ચાર જૂદી જૂદી ભાષા બોલાય છે. લોકો રોમન કેઆથોલિક પંથના છે; પણ કોઇ બીજા પંથવાળાને તેથી કરીને રાજદ્વારી ખાતાંઓમાં રહેવાને, કે તેમાં આગળ વધવાને કસી મના નથી કે કસી હરકત નથી. આ દેશ ઘણે વખ્ત સૂધી સ્પેનના રાજની ઝુસરી હેઠળ દબાયલું રહ્યા બાદ સન ૧૮૧૫ માં તેને હાલંડ સાથે મેલવી દીધું હતું; પણ પછે સન ૧૮૩૦ ના વર્ષથી અલાયદું કરીને લ્યોપોલ્ડ પહેલાના હસ્તકમાં જૂદુંજ રાજ ઉભું કીધું.

---

## હોલાંડ અથવા નાથર્લૉંડ.

**સીમા**—ઉત્તરે અને પશ્ચિમે ઉત્તર સમુદ્ર, દક્ષિણે બેલજિયમ, પૂર્વે રાહાઇનના પૃશિયન મુલકો, વેસ્ટફાલીયા અને હાનોવર.

**મુખ્ય નદીઓ**—મ્યુસ (અથવા મઉસ,) રહાઇન, અને શેલ્ટ એ ત્રણે જર્મન સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—વાલ્કેરન, ટેક્સલ, અને બીજા ઘણાક ટાપુઓ દરિયાવડે જમીનથી જુદા પડેલા છે.

## મુખ્ય શહેરો.

**આમ્સટર્ડામ**—એ વાઈ નદીપર રાજધાનીનું શહેર છે, અને દુનિયાં મધેના મોટા વેપારી શહેરો મધેનું એ એક મોટા વેપારનું મઠક છે. એમાં વહાણો બાંધવાની ગોદીઓ છે. અત્રેનું હીરા કાપવાનું કામ ઘણું વખણાય છે. વસ્તી ૨ લાખ, ૭૫ હજાર માણસની છે.

**રાત્તર્ડામ**—એ મૉઝ નદીપર વેપારનું મોટું મથક છે.

**હેગ**—વાવ્ય ખૂણે, એમાં ઈનસાફ કરવાની કોર્ટ છે. ઇંગ્લાંડના ત્રીજા ઉવિલિયમની તથા નામિચા ગણિત શાસ્ત્રી હ્યુગેન્સની જન્મભૂમિ. પાદશાહાનું હમેશનું ઘણું ખરૂં રેહાણ પણ એમાંજ છે.

**લેડન**—એ જૂની રહીન નદીપર છે. આ શહેર ઉપર સ્પાનિયર્ડ લોકોએ સન ૧૫૭૩ માં ઘેરો નાખ્યો હતો, તે વેલા ત્યાંની ઓરતોએ શહેરના બચાવના કામમાં ભાગ લીધો હતો, તેની યાદગારીમાં સન ૧૫૭૫ માં આ શહેર મધે એનાજ નામની એક મોટી વિદ્યાલય સ્થાપ્યામાં આવી છે.

**યુટ્રેક્ટ**—એમાં એક મોટી વિદ્યાલય તથા ઉનના કારખાણા છે. સન ૧૫૭૯ અને ૧૭૧૩ માં સ્પાનિયર્ડો સાથે થયલા કોલકરારો માટે એ પ્રખ્યાત છે.

**ગ્રોનિગન**—એમાં પણ વહાણો બાંધવાની ગોદીઓ અને એક મોટી વિદ્યાલય છે.

**હારલેમ**—આ શહેરમાં લારેન્સ કાસ્ટરે સન ૧૪૪૦ માં છાપવાનો હુન્નર પ્રગટ કીધો હતો એમ કેટલાકો ધારે છે. **ટયૂલિપ્સ** અને ડાલ્યા વગેરેના શોભાયમાન ફૂલોના કાંદાની ત્યાંથી મોટી નિકાસ થાય છે. ઉપલો લારેન્શ કાસ્ટર જેને **ડચ** લોકો છાપાના હુન્નરનો જન્મ આપનાર ગણે છે. તેની જન્મ ભૂમિ પણ એજ શહેર છે.

**બંદરના શહેરો**—આમ્સટર્ડામ, રોત્તર્ડામ અને મિડલબર્ગ.

## વધુ વિગતો.

હાલંડની લંબાઇ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૨૦૦ મૈલ, પહોલાઇ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૨૦ મૈલ, અને એકંદર વિસ્તાર ૧૩૬૦૦) ચોરસ મૈલ છે. કૂલ વસ્તી નજદિક ૩૭ લાખ માણસની છે.

હાલંડની હવા ઠંડી, સરદ, ને ધુમસ્યા છે. શિયાળો ઘણો સખ્ત ગૂજરે છે; તથા ઝાકલની તો કશી હદ નથી, અને પારકા દેશવાળાને તો તદન નામૂઆફક છે. એની ધર્તી અનાજ દાણાના પાક કરતાં ઘાસ ચારાનો પાક આપવાને વધારે લાયક છે. આ દેશની જમીનમાં ખણિજ પદાર્થ કે ધાતુનું નામ પણ નથી; એટલુંજ નહીં પણ બાંધકામ કરવાને પથર પણ નથી; જેમ ઈંગ્લાંડમાં સંખ્યાબંધ રસ્તાઓ છે, તેમ ત્યાં અગણીત નાળાં નહેરો છે. આ દેશની જમીન સમુદ્રની સપાટીથી ઘણી હેઠાણ ગઈ છે, માટે સમુદ્રના

પાણીથી દેશ ધોવાઇ ન જાય, તેટલાસારૂં મટોડાંના મોટા મોટા પુસ્તાઓ બાજુઓથી બાંધી લીધામાં આવ્યા છે.

મુખ્ય વેપારની જણસોમાં—માખણ, પનીર, સૂકી ના આવેલી માછલી તથા સણ છે. ખેતીવાડી ઘણીજ ઉત્તમ પ્રકારની છે. સણ, હોપ (જે બીર દારૂ બનાવવાના કામમાં આવે છે), તમાકુ અને ચકુંદર (જે મધેથી ફ્રાન્સમાં સાકર બનાવે છે), વગેરેની ભારી નિપજ કીધામાં આવે છે. હોલંડના લોકો જેઓને આપણ ડચ અથવા વલંદા કરીને બોલીએ છે, તેઓ ઉદ્યોગી, હુશિયાર અને અક્કળ મેતા છે. તેઓ અંગની અને ઘરબારની સફાઇ તથા સુઘડાઇ રાખનાર તથા હરેક કામ પાછળ મંડવાની કાળજી રાખનાર, ગરીબો ઉપર રહેમદિલ, અને છૂટાપણાને ચહાનાર તરીકે ઘણા પ્રખ્યાત છે. તેમના દેશમાં ભિખ માગી ગૂજરો કરવાની સખ્ત મનાઇ છે. ડચ અને બેલજિયન્સો મુખ્ય કરીને ચિત્ર વિદ્યામાં બહુ પંકાયલા છે; તે સાથે બીજા હુનર અને કામ કારીગરીમાં ઘણા કુશળ છે. સન ૧૫૭૯ માં તેઓએ સ્પેનના જૂલમમાંથી છૂટા થઇ પોતામાં પ્રજાસત્તાક રાજ્ય ઉભું કર્યું હતું, પણ સન ૧૮૧૫ થી રાજનીતી હદવાળી કરી છે. વસ્તીનો બે ભાગ પ્રોટેસ્ટંટ પંથના અને એક રોમન કેથોલિક પંથનો છે.

---

# જર્મનોની શાહાનશાહત.

**રાજદ્વારી સીમા**—ઉત્તરે ઉત્તર સમુદ્ર, ડેનમાર્ક અને બાલ્ટિક સમુદ્ર, પૂર્વે પોલાંડ અને ગેલીસિયા, દક્ષિણે સ્વિટઝર્લાંડ, અને આસ્ત્રિયા, પશ્ચિમે ફ્રાન્સ બેલજિયમ અને નાધર્લાંડ્સ.

જર્મન શાહાનશાહત ચાર મહાન રાજ્યો મળીને થયલું છે. તેમના નામ પ્રૂશિયા, સાક્સનિ, બાવેરિઆ. અને વર્ટેમ્બર્ગ. એ ચારે સંસ્થાનોના અધિપતિ મહારાજ કેહવાય છે અને તેઓએ પોતાની રાજી ખુશીથી પ્રૂશિયાના રાજાને પોતાના ઉપરી એટલે માહારાજા ધિરાજ (એમપરર) નામ્યા છે. ૧૮૭૦ માં ફ્રાન્સ સાથે મોટું યુદ્ધ થયું તેમાં આ જર્મન રાજ્યોએ ફ્રાન્સ પાસેથી આલ્સેસ અને લુરેન પ્રાંતો જીતી લીધાં.

## મુખ્ય શહેરો.

**ફ્રાંન્કફોર્ટ**—મેન નદીપર. એમાં સન ૧૮૬૬ સુધી જર્મનીની પાર્લામેંટ સભા ભરાતી હતી. ત્યાં બહોળો વેપાર છે. વસ્તી એક લાખને સુમારે છે.

**હામ્બર્ગ**—એલ્બ નદીપર. આખાં જર્મની મધ્યે ઘણા બહોળા વેપારનું એ શહેર છે. ફક્ત ઈંગ્લાંડ સાથનીજ આયાત ૨૦ અને નિકાસ ૧૦ કરોડ રૂપીયાની છે.

**લેપઝિક**—સાક્સનીના રાજ્યનું એક મુખ્ય શહેર છે. અંહે વર્ષમાં ત્રણવાર ચોપડીઓના મોટા મેળા ભરાય છે.

અને તેમાં ચોપડીઓનો ભારી વ્હાપાર થાય છે. ત્યાં એક વિદ્યાલય છે.

**ગોટિંગન**—અહીં પણ એક મોટી વિદ્યાલય છે.

**મ્યૂનિચ**—ઇસર નદીપર. બવેરિયાના રાજ્યનું રાજધાની શહેર છે. એ શહેર સમુદ્રની સપાટીથી ૧૭૦૦ ફીટ ઊંચાઇએ છે. એમાં એક વિદ્યાલય છે.

**હાનોવર**—ત્યાં બહોળો વેપાર છે. નામિચા જ્યોતિશ શાસ્ત્રી સર ઉવિલિયમ હાર્સલની આ શહેર જન્મ ભૂમિ છે.

**ન્યૂરેમ્બર્ગ**—કેટલીક શોધો માટે આ શહેર પ્રખ્યાત છે. નાના ઘડિઆળોની પહેલ વહેલી શોધ ૧૬ મી સદીમાં ત્યાંજ થઇ હતી.

**ડ્રેસડેન**—એલ્બ નદીપર, સાક્સનીના રાજ્યનું રાજધાની શહેર. એમાં ઘણા નામીચાં ને કિમતી ચિત્રો ઘણા નાદર કોતરકામો તથા પૂરાંણી વસ્તૂઓ અને મહાભારત પુસ્તકખાના વગેરેનો ઘણો કિમતી સંગ્રહ છે. સન ૧૮૧૩ માં ફ્રેન્ચોએ ત્યાં ફતેહ મેળવી હતી.

**સ્ટતગાર્ડ**—એ ઉવેર્ટેમ્બર્ગના રાજ્યનું રાજધાની શહેર છે. એમાં પણ એક પાદશાહી પુસ્તકખાનું છે; જેમાં બીજાં પુસ્તકો સાથે ખ્રિસ્તિ ધર્મના ૬૮ જૂદી જૂદી ભાષામાં લખાયલાં ૧૨ હજાર ધર્મ પુસ્તકો છે.

**બ્રેમેન**—બીસર નદીપર, તથા **લ્યૂબેક**—ટ્રેવ નદીપર એ પણ ઠીક શહેરો છે.

**બર્લિન**—સ્પ્રી નદીપર. આખાં જર્મન શાહાનશાહતનું રાજધાનીનું શહેર છે. એ ઘણું શોભાયમાન અને મોટા પહોલા રસ્તાઓની બંધે બાજુએ લિંબુડીના ઝાડોની હાર લગાડી ખૂબ દેખાવડું કીધું છે. એમાં ૧૭ લાખથી વધારે માણસની વસ્તી છે. આ શહેરમાં દાખલ થવાને ૧૬ ભાગળો યાને મોટા દરવાજા છે. એમાં એક મોટી વિદ્યાલય છે.

**બ્રસલા**—ઓડર નદીપર, સ્લિસ્યાના ભાગનું મુખ્ય શહેર છે. સણ તથા ઉનના મહાભારત કારખાનાઓનું અને મુખ્ય કરીને આસ્ટ્રિયા સાથના ઘણા ભારી વેપારનું મથક છે. એ મધેબી એક વિદ્યાલય છે.

**ડાન્ટઝિક**—વિસ્ચુલા નદીપર, અનાજના વેપારનું ઘણું મોટું બંદર છે.

**કોનિંગસબર્ગ**—પેરેગેલ નદીપર, લાકડાંના વેપારનું મોટું બંદર છે. અહીં પણ એક વિદ્યાલય છે.

**માગડિબર્ગ**—એલ્બ નદીપર, ઘણું મજબૂત કિલ્લેબંધી બાંધેલું એક પૂરાણું અને વસાવેલું તથા બહોળા વેપારનું શહેર છે.

**હાલી**—એ સાલ નદીપર, એમાં એક મોટી વિદ્યાલય છે. સંગીત શાસ્ત્રના ઉસ્તાદ હેંન્ડલની એ જન્મભૂમિ છે.

**કોલાંન**—પશ્ચિમે રાહીન નદીપર, એમાં એક ઘણુંજ મહાભારત અને મોટું દેવળ છે. જે સન ૧૨૪૮ ના સાલથી બાંધવા માડ્યું હતુ. ભરવા ચોપડવા તથા પીવાનો કોલાંન-વાટર ત્યાં બને છે.

# વધુ વિગતો.

જર્મનીની લંબાઇ ૫૯૦ મેલ, પહોળાઇ ૫૫૦ મેલ અને એકંદર વિસ્તાર ૨ લાખ, ૧૦ હજાર ચોરસ મેલ છે. વસ્તી કૂલે ૪ કરોડ અને ૧૦ લાખ માણસની છે.

જર્મનીની જમીન વિષે સામટી રીતે બોલ્યે તો તે ઘણી ખરી સપાટ મેદાન છે; તોબી દક્ષિણ અને પશ્ચિમ ભાગો પહાડી અને ડૂંગરા ડુંગરથી ભરેલા છે. હવા ઘણું કરીને મધ્યમ તથા સૂખાકારી ભરેલી છે; મગર ઉત્તરભાગ વધારે ઠંડો અને સરદ છે. ધર્તી સાધારણ રીતે સારી છે; તથા ધાતુની પેદાશમાં માતબર છે. રૂપૂં, ત્રાંબુ, લોહું, સીસુ, કલાઇ, પારો, જસત, ગંધક, અને સિંધવ વગેરેની સારી ખાણો છે. ત્યાંથી સણુ, ઉન, અનાજ, તમાકુ, લાકડાં તથા દારૂની મોટી નિકાસ થાય છે. અત્રેનું ચીનીકાંમ સારૂં વખણાય છે. સાક્સનીના ભાગમાં મરીનો જાતના મેંઢાની વૃદ્ધિ અને નિપજ બહોળી છે. કેળવણીની બાબતમાં તો દુનિયાનો કોઇબી ભાગ કે દેશ એની બરોબર ઉતરી શક્યું નથી. આખી વસ્તીનો $\frac{1}{6}$ ભાગ નિશાળે જાય છે. સાત વર્ષની ઉમરનું બચ્ચું થયું કે બસ તેને નિશાળે મોકલવુંજ જોઈએ, એવો સક્ત ધારો છે. અત્રે ૧૩ મોટી વિધાલય છે. અને તેના મધૂર ફળો તરીકે ઉગી નીકળેલાંમાં **કોલર** ને **હરશેલ** જેવા જયોતિષ શાસ્ત્રીઓ; **નીબર** જેવો તવારિખ લખનાર; **ગોથે ને સ્કીલર** સમાન કવિઓ; **હૅાલબેન**

તથા **રૂબેન** સરખા ચિતારા: **હેંન્ડલ**, **મોઝાર્ટ**, અને **બીથોવેન**, વગેરે સંગીત ઉસ્તાદો, અને બીજા ઘણાક મહા વિદ્વાન કોઇથી અનજાંણ્યા નથી. જર્મનો જાતી ગુણોમાં ઉદ્યોગી, પ્રમાણીક, ખોલ્લાં દિલના, વિચારી કામ કરનારા, એલમ હુન્નરમાં કુશળ, અને લડાયક છે. આજે યુરોપખંડ મધેના પહેલી પદવીવાળાં મોટાં રાજ્યો મધેનું એ એક ભારી બળવાન રાજ્ય ગણાય છે. વેપાર વણજમાં કે મોટાં કારખાણાઓમાં એટલી મોટી કે પેહેલી પદવીએ હજુર આવી શક્યું નથી. એના નાનાં નાનાં અને છૂટાં છૂટાં રાજ્યો હોવાથી, દરેક છૂટાં રાજ્યવાળા પોતાની માડવી કે પરજા જૂદા રાખી જકાત લેતા, જેથી વેપારીઓનો વખત જાતા અને મેહનત પડતાં વળી માલની કિમ્મતમાં એટલો તો વધારો થઈ પડતો કે કેથે તે માલ પોષાય નહી કે લેવાવાળાને પરવરે નહીં. આ ઉપરથી સન ૧૮૧૮ થી દરેક ઠેકાંણે રોકાવાનું અને જકાત ભરવાનું કહાડી નાખી છૂટાં છૂટાં રાજ્યવાળાઓએ એક વિચારથી એક મંડલીની મારફતે જકાત વસૂલ કરવાનું ઠરાવ્યું, જેથી હવે આગળ જેટલી હરકત રહી નથી. આ છૂટાં રાજ્યો ઉપર આગળ આસ્ત્રિયાવાળાની મુરબીગીરી હતી. તે સન ૧૮૬૬ માં પ્રુશિયાવાળાએ લડાઇ કરીને પોતાને સ્વાધીન લીધાં છે. ત્યાંની વસ્તીના અર્ધા ભાગથી વધારે પ્રાટેસ્ટંટ પંથના અને બાકીના રોમન કેથોલિક પંથના છે, પણ તેમાં ૫ લાખ યાહૂદી છે.

# ડેન્માર્ક.

**સીમા**—ઉત્તરે, સ્કેગર રાક; પશ્ચિમે, ઉત્તર સમુદ્ર; દક્ષિણે, સ્લેશવિગ; પૂર્વે, કાટીગાટ અને બાલ્ટિક.

**મુખ્ય શેહેરો**—રાજધાની શેહેર કોપન્હેગન ઝીલાંદ બેટમાં છે. એલસિનોર, ઓડનસી અને આલબોર્ગ.

**મુખ્ય બેટો**—ઝીલાંડ, ફ્યુનેન, લાલાંડ. આટલાંટિક મહાસાગરમાં એસલાંડ કરી બેટ છે. તેમાં હેકલા નામે જ્વાળા મુખ્ય પર્વત છે.

**મુખ્ય સામુદ્ર ધુનીઓ**—સૌન્ડ એ સ્વીદન અને ઝીલાન્દની વચ્ચે. ગ્રેટ બેલ્ટ એ ઝીલાંદ અને ફ્યુનેન બેટોની વચ્ચે. લિટલ બેલ્ટ એ ફ્યુનેન અને જર્મનિમાં સ્લેસ્વિગની વચ્ચે. કાટીગાટ એ જતલાંદ અને સ્વીદનની વચ્ચે. સ્કાગરાક એ જતલાંદ અને નાર્વેની વચ્ચે છે.

## વધુ વિગતો.

૧૮૮૦ મા એ રાજ્યનો વિસ્તાર ૧૪૫૫૩ મૈલનો ગણવામાં આવ્યો હતો. અને વસ્તી ૧૯૬૯૦૦૦ ની હતી. ડેન્માર્કની હવા સારી છે અને સ્કાટલંડની હવાને ઘણી મળતી આવે છે. ભૂમી પણ રસાલ છે. જટલંદ ગમ કંઈ કંઈ ભાગ રેતાળ છે અને ત્યાં વન્સપતી નામ માત્ર નથી. રહેવાશીઓ સ્વીદ અને નાર્વેના લોકને મળતા આવે છે અને ભાષા પણ ત્યાંના જેવીજ છે. રાજાનો અમલ ચાલે છે.

પ્રજા ઉદ્યોગી અને હોશિયાર છે. મોટો ભાગ માછીમારનો ધંધો કરે છે. ડેનીશ લોક કુશળ વાહાણવટી કેહેવાય છે. આઇસલાંદ બેટ એ રાજ્યને લગતું છે. એ બેટ હેકલા નામનો જ્વાળા મુખી તથા ગંધકની ખાણો માટે તથા ગરમ ઝરા માટે પ્રખ્યાત છે. દેશની મુખ્ય નિકાસ ઢોર અને ધાન્ય છે.

## સ્વીદન.

સ્વીદન અને નાર્વેના એ બેનક્યાં રાજ્યોને સ્કાંદિનેવિઆ કરી કહે છે. નાર્વેની પૂર્વે સ્વીદન છે જેના ત્રણ પ્રાંતો કરેલા છે. સ્વીદનની રાજધાની સ્ટાકહોમ મીલર સરોવર અને બાલ્ટિક સમુદ્રના સંગમ ઉપર છે. અપ્સલા શેહેર સ્ટાકહોમની ઉત્તરે છે અને તેમાં એક યુનિવર્સીટી છે. ગોટબર્ગ એ વેપારનું મથક છે અને કાર્લસ્કોના એ નૌકા સૈન્યનું સ્થળ છે.

**મુખ્ય સરોવરો**—વેનર, વેટર, અને મીલર.

**મુખ્ય બેટો**—ગોથલાંદ અને ઓલાંદ.

## વધુ વિગતો.

લંબાઈ ઉત્તરથી દક્ષિણે ૯૦૦ મૈલ, અને પોહોળાઇ ૨૦૦ મૈલ. વિસ્તાર ૧૬૮૦૪૨ મૈલ. વસ્તી ૪,૭૧૭,૦૦૦.

શિયાળામાં ઠંડી ભારી છે તેમજ ઉનાળામાં ગરમી પણ ભારી. એટલાં સુધી કે કોઈ ભાગમાં અનાજ વાવીને ત્રણ માસમાં તો કાપણી કરવામાં આવે છે. લાકડું અને ખણીજ

પદાર્થમાં લોઢું અને ત્રાંબુ મુખ્ય છે. આખાં દેશમાં નિશાળો અને વિદ્યાલયો છે. વતનીઓ ખુશાલ અને ઉદ્યોગી છે. રાજાનો અમળ ચાલે છે.

લાપ્લાંડનો મૂલક પણ સ્વીદનને હસ્તક છે. એમાં કકડતી ઠંડી પડે છે અને ઉનાળામાં ગરમી પણ સખ્ત છે. ત્યાંના લોક બહુ ઠિંગણા છે, ભાગ્યે ચાર ફુટ ઊંચા હશે. શિયાળામાં પાણી બંધાઈ જાય છે તે ઉપર સ્લેડ્જ નામની વગર પૈડાંની ગાડી હરણ પાસે ખેંચાવી તેઓ આવ જા કરે છે. જેમ અરબને મનથી ઊંટ તેમ લાપ્લાંદરને મનથી આ સાબર છે. તેનું દુધ તેઓ ખાય છે અને ચામડાંના કપડાં કરે છે.

સ્વીદનમાં એક જાતનું સફેદ હલકું લાકડું થાય છે તેની કાંડી બને છે અને તેનો મોટો વેપાર ચાલે છે. એ લીધે સ્વીદનના જેટલી સોંઘી કાંડી હજી કોઈ બનાવી શક્યું નથી.

---

## નાર્વે.

એના છ પ્રાંત કરેલા છે. નાર્વે અને સ્વીદનની વચ્ચે કોલન નામના પર્વતો આવેલા છે.

**મુખ્ય શેહેરો**—ક્રિસ્તિઆના એ રાજધાની છે. બર્ગન વેપારનું સ્થળ છે. હામ ર્ફેસ્ટ શેહેર યુરોપની સર્વેની ઉત્તર ટોંચ છે એમાં ઉનાળામાં બે માસ સૂધી સૂર્ય અસ્ત પામતો-જ નથી.

## વધુ વિગતો.

લોક ઉદ્યોગી અને ખુશાલ છે તથા કુશળ વાહાણ વટીઓ છે. મુખ્ય નિકાસ લોઢું, રૂપું, ધાન્ય, ઇમારતી લાકડું. લોઢાંની ખાણો પ્રસિદ્ધ છે. લંબાઇ ૯૦૦ મૈલ, પોહોળાઇ ૨૬૦ મૈલ, વિસ્તાર ૧૨૧૮૦૭ ચોરસ મૈલ, વસ્તી ૧૮૦૬૯૦૦.

નાર્વે દેશમાં પાહાડો ઘણા છે અને પાઇન નામના ઝાડોના મોટાં વણ છે. પક્ષી અને માછલાં ઉપર લોકનો મુખ્ય નિર્વાહ છે. કેળવણી ઝાઝી નથી. ૧૮૧૪ માં નાર્વે અને સ્વીડન જોડાઇ ગયાં પણ બન્ને દેશના કાયદા જૂદા જૂદા છે.

---

## યૂરોપી રૂશિઆ.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર અને નાર્વે, પશ્ચિમે બોથનિઆનો અખાત, બાલ્ટિક સમુદ્ર, પ્રુશિઆ અને આસ્ત્રિઆ, દક્ષિણે કાળો સમુદ્ર અને કાકેસસ પર્વત, પૂર્વે કાસ્પિઅન સમુદ્ર, યૂરલ નદી અને યૂરલ પર્વત.

યૂરોપી રૂશિઆના ૭૧ પ્રાંતો છે. તેમાં ફિન્લાંડ અને પોલાંડ નામે પેહેલાં સ્વતંત્ર રાજ્ય હતું તે તથા ઉત્તર કાકેસિઆનો મુલક આવેલાં છે.

**મુખ્ય પર્વત**—કાકેસસ એ યૂરોપમાં સર્વેથી ઉંચા પર્વત છે, યૂરલ પર્વત જે યૂરોપ અને એશિઆની વચ્ચે છે.

**મુખ્ય નદીઓ**—દ્રીના, વિસ્ચુલા એ રૂશિઆમાં અને પ્રુશિઆમાં વહી બાલ્ટિક સમુદ્રને મળે છે. નિપર, બાગ અને નિસ્ટર કાળા સમુદ્રમાં પડે છે. પચોરા એ આર્કટિક સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વિપ**—સ્પિટસ્બર્ગન અને નોવા ઝેમ્બલા ઉત્તર મહાસાગરમાં છે.

**મુખ્ય સરોવરો**—લાડોગા, ઓનીગા, ઈલમેન અને પાઈપસ. એમાનું પેહેલું મોટામાં મોટું મીઠું સરોવર યૂરોપમાં છે. ખરૂં જોતાં તો કાસ્પિઅન સમુદ્રબી એક મોટું ખારાં પાણીનું સરોવરજ કેહેવાય.

## મુખ્ય શેહેરો.

**સેંટ પીટર્સબર્ગ**—રૂશિઆનું રાજધાની શેહેર નીવા નદી ઉપર છે. એ શેહેર સન ૧૭૦૩ માં માહાન શાહાનશાહ પીટરે વસાવ્યું. એ શેહેર બહુ દેખાવડું છે. તેમાં મોટા બગીચા અને સારી બાંધણીના રસ્તા તથા મોટા મોટા મેહલો તથા ચોકો છે. એ શેહેરની વસ્તી સાડા છ લાખની કેહેવાય છે.

**ક્રોન્સટાટ**—આ શેહેર નીવા નદી ઉપર છે અને તે ઉપર મુજબુત કિલ્લેબંધી કરેલી છે. એ રૂશિઆનું મુખ્ય નૌકા સ્થળ કેહેવાય છે.

**મોસ્કો**—વસ્તીમાં સેંટ પીટર્સબર્ગથી ઉતરતું શેહેર મોસ્કો છે. એ મોસ્કોવા નદી ઉપર છે. પેહેલાં એ રૂશિઆની રાજધાની હતું. ઇ. સ. ૧૮૧૨ માં જ્યારે નેપોલિયન બોનાપાર્ટે યુરોપને ધ્રુજાવવા માંડ્યું ત્યારે રૂશિઅનોએ પોતેજ આ મોસ્કો શેહેરને બાળી નાખ્યું હતું. પણ ત્યાર પછી તે પાછું વસ્યું છે. અને હમણાં ચાર લાખ માણસની વસ્તી છે.

**વાર્સો**—એ અસલ પોલાંડની રાજધાની વિસ્ટુલા નદી ઉપર છે.

**આર્ચેન્જલ**—મોટું બંદર ડ્વિના નદી ઉપર છે. અહીં વર્ષના આઠ મહીના બરફ બંધાય છે, અને વાહાણોની આવ-જાવ બંધ પડે છે.

**ટ્યૂલા**—અહીં લડાઈના નસ્ત્રો, સાંચાકામ વગેરે બનાવ-વાના મોટાં કારખાના છે.

**સેબાસ્તપોલ**—નૌકા સૈન્યનું મોટું સ્થળ છે. એ ક્રિમીઆ દ્વિપકલ્પને કાંઠે આવેલું છે. ૧૮૫૪–૫૫ માં ઇંગ્રેજ અને ફ્રાંન્સના જોડાં લશ્કરોએ તુર્કસ્થાનની પક્ષમાં એ ઉપર ઘેરો ઘાલ્યો હતો, અને તે બાર માસ સુધી રાખી એને ઉરાડી નાખ્યું હતું.

## વધુ વિગતો.

રૂશિઆનો મુલક ૨૦૦૦ મૈલ લાંબો, અને ૧૫૦૦ મૈલ પોહોળો છે. વિસ્તાર બાવીસ લાખ ચોરસ મૈલ છે. કુલ

વસ્તી ૮ કરોડ ૮૫ લાખ માણસની ગણાય છે. રૂશિઆની જમીન ઝાઝી ફળદ્રૂપ નથી. પેદાશમાં લાકડું, લોઢું, ત્રાંબુ, સોનું, દામર, ગળ્યું, મધ, અને રૂવાં એ મુખ્ય છે. લોકનો મોટો ભાગ કેળવણીથી બેનસીબ છે. રાજ્યનીતિ આપખૂદ કેહેવાય છે તે લીધે રાજાના જીવ ઉપર કાંઇક નારાજ થયલા લોક અવાર નવાર તરાપ મારવાની તજવીજ કરે છે. હાલના "ઝાર" એટલે જે શાહાનશાહના પીતાને પણ ઠાગાથીજ મારી નાખ્યો હતો.

શિયાળામાં કકડતી ઠંડી પડેછે, અને નદી નાળાં બંધાઇને પથ્થર સરખાં થઈ જાય છે. જમીનનો વિસ્તાર મોટો એટલે યૂરોપના બળવાન રાજ્યો માંહેનું એ એક ગણાય છે.

---

## આસ્ત્રિઆ અને હંગરિ.

એ પણ યૂરોપનું એક બળવાન રાજ્ય ગણાય છે. એ દેશનો માલેક "એમપરર" એટલે જે મહારાજાધિરાજ ગણાય છે. આસ્ત્રિઆ અને હંગેરિ એ બન્ને દેશોની ઉત્તરે રૂશિઆ અને જર્મનિ, પશ્ચિમે સ્વિતઝર્લાંડ, જર્મનિ, અને ઈટાલિ, દક્ષિણે ઈટાલિ, આદ્રિઆટિક સમુદ્ર અને તૂર્કસ્તાન અને પૂર્વે તૂર્કસ્તાન અને રૂશિઆ છે.

આસ્ત્રિઆના ૧૭ પ્રાંતોમાં બે પોલાંડના જુના રાજ્યના બે છે. હંગેરિ પાંચ પ્રાંતોમાં વેહેંચાયલું છે.

**મુખ્ય નદીઓ**—ડાન્યુબ, ઇન, ડ્રેવ, થીસ, સેવ.

**મોટા સરોવરો**—બાલાટન સરોવર, અને ન્યૂ સાઈડ-લરસી સરોવર.

## મુખ્ય શેહેરો.

**વિએના**—આ બહુ સુંદર શેહેર છે, તે રાજધાની છે. અને ડાન્યુંબ નદી ઉપર આવેલું છે. એમાં નવ લાખ માણસની એટલે જે મુંબઈના જેટલી વસ્તી છે. ૧૫૨૯ માં અને ૧૬૮૩ માં જ્યારે યૂરોપી તુર્કીઓ મહા બળવાન ગણાતા હતા ત્યારે તેઓએ આ શેહેર ઉપર ઘેરો ઘાલ્યો હતો. તેમજ ફ્રેંન્ચ લોકે સન ૧૬૦૬ તથા ૧૬૦૯ માં એને ઝીતી લીધું હતું.

**પ્રેસબર્ગ, બ્યુદા** અને **પેસ્થ** એ ત્રણે ડાન્યુબ નદી ઉપર છે. પેસ્થ હંગરીની રાજધાની છે.

**ઇન્સબ્રક**—એ યુનિવર્સિટીને માટે પ્રસિદ્ધ છે.

**ત્રિએસ્ત**—આદ્રિઆટિક સમુદ્રને કિનારે મોટું બંદર છે.

## વધુ વિગતો.

આસ્ત્રિઆના સઘળાં રાજની લંબાઇ ૭૪૦ મૈલ અને પોહોળાઈ ૪૮૦ મૈલ ગણાય છે. એ રાજનો ૨,૪૮,૯૪૩ મૈલનો વિસ્તાર છે. વસ્તી ૩,૯૨,૨૪,૦૦૦ માણસોની છે.

આ મહાન રાજ્યમાં એટલા બધા તો જૂદા જૂદા દેશો ભેગા મળી ગયા છે, કે ત્યાંના લોકની બોલી, રીત ભાત, દેશની હવા, ઉપજ નિપજ વગેરે કેવળ જૂદાં છે. દેશમાં વેપાર ઇંગ્લાંડ અથવા જર્મનીના જેવો ધીકતો નથી. પણ આ દેશમાં ખણીજ પદાર્થ બેસૂમાર છે. હંગરીમાં સોના અને રૂપાંની ખાણો ચાલે છે, તેમજ આસેપાસે ત્રાંબું, કલઇ, કોયલો, નિમક અને ફટકીની ખાણો છે. ઈદ્રીઆ અને કાર્નીઓલા નામના ભાગોમાં નામીચી પારાની ખાણો છે. આસ્ત્રિઆ અને હંગેરી જોકે જોડાયલાં રાજ્યો છે તોયે ત્યાંના કાયદા, રાજ્યસભા, કારભારીઓ અને ખરચ ખૂટણ વગેરે સઘળાં જૂદાં છે. માત્ર એટલુંજ કે આ સઘળાંને માથે મહારાજા ધિરાજ એકજ છે.

આસ્ત્રિઆમાં મુખ્ય વસ્તી જર્મન જાતના લોકની છે, અને હંગેરીમાં મુગલ જાતના મગિઆર લોક ઘણુંકરી સત્તા ચલાવે છે. નૈરૂત્ય કોણમાં ઇતાલિઅન લોક ઝાઝા વસે છે, અને અગ્નિ કોણમાં ગ્રિક લોક પુષ્કળ છે.



# સ્વિતઝર્લાંડ.

એ નાનો પાહાડી દેશ છે. એની ઉત્તર અને પૂર્વે જર્મની અને આસ્ત્રિઆ, દક્ષિણે ઇતાલિ અને પશ્ચિમે ફ્રાન્સ છે.

આ દેશમાં આલ્પસ પર્વતની ત્રણ મોટી હાર લાગવાથી એ સઘળો ડુંગરાઓથી જડોજડ ભરાઇ ગયલો છે. આલ્પસ પર્વતનું ઊંચામાં ઊંચું શિખર જેને મોં બ્લાં કરી કહે છે તે ફ્રાન્સમાં આવેલું છે, અને તે ફ્રાન્સ, સ્વિતઝર્લાંડ અને ઇતાલિની સરહદ ગણાય છે.

**મુખ્ય નદીઓ**—રહાઇન અને રહોન. સ્વિસ આલ્પસનું બરફ઼ ઓગળવાને લીધે એ દેશમાં પાણીનો પસાર મોટો છે.

**મુખ્ય સરોવરો**—કાન્સ્ટન્સ, જીનીવા. એ ઉપ્રાંત બીજા નાના સરોવરો ઘણાં છે.

## મુખ્ય શેહેરો.

**જીનીવા**—ખ્રિસ્તી ધર્મ સુધારક પ્રખ્યાત કાલવીન આ શેહરમાં ઘણા વરસ રહ્યો હતો. જીનીવા ઘડિયાલ નામે જે ઘડિયાલો વેચાય છે તે બનાવવાનાં અંહી મોટાં કારખાનાં છે. આ શેહેરમાં ઝવેરાત પણ સારૂં બને છે.

**જુરિચ**—એમાં મોટી યુનિવર્સિટિ છે. સ્વિટઝર્લાંડનું આ પ્રખ્યાત શેહેર છે.

**બર્ન** એ રાજધાની શેહેર છે.

**બાસ્લ** એમાં જ્યારે ત્યારે રાજ્યસભા મળે છે. હાલ-બેન નામના નામીચા ચીત્રકળા જાણનારની એ જન્મભૂમિ ગણાય છે.

## વધુ વિગતો.

દેશની લંબાઇ ૨૦૦ મૈલ અને પોહોળાઇ ૧૩૦ મૈલ છે. વીસ્તાર ૧૫,૯૨૭ ચોરસ મૈલ છે. સઘળી મળીને વસ્તી ૨૮૪૬,૧૦૨ની ગણાઈ છે.

પાહાડાની ટોંચો બારેમાસ બરફથી ઢંકાયલી રેહે છે, અને શિયાળામાં ઠંડી કકડતી પડે છે. સ્વિસ લોક ઢોર પાલવાને બહુ ઉમંગ રાખે છે. મુખ્ય નીકાસ કાપડ, સુતર, ઉન, રેશમ અને ઘડિયાળ છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે હર સાલ સ્વિટઝર્લાંડમાંથી હડી લાખ ઘડિયાળ બાહાર દેશો ખાતે વેચાવા જાય છે. કેળવણીનો પ્રસાર સારો છે. રાજ્ય પ્રજા-સત્તાક છે. દરેક જીલ્લામાં પોતાને મનગમતા ધારા બાંધી પોતાની હકુમત ચલાવે છે પણ કામ પડવે સઘળાં મળી જઇ હથીયારો ઉઠાવી લડવા નીકળી પડે છે. એ લીધે સ્વિસ લોક જાથુક લશકર રાખતા નથી.

---

# ઈતાલિ.

**સીમા**—ઉત્તરે આલ્પ્સ પર્વત છે તે આસ્ત્રિઆ અને સ્વિતઝર્લાંડથી ઇતાલિ જુદો પાડે છે; પશ્ચિમે ફ્રાન્સ અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, અને પૂર્વે આદ્રિઆટિક સમુદ્ર, તથા આસ્ત્રિઆ છે.

**મુખ્ય પર્વતો**—ઉત્તરે આલ્પ્સ; આપીનૈન્સ, એ ઈતાલિની દક્ષિણોત્તર આવેલા છે. નેપલ્સની પાસે વિસુવિયસ અને સિસિલિમાં એટ્ના એ બે જ્વાળામુખી પર્વત છે.

**મુખ્ય નદીએ:**—પો અને આદિજ, એ બંને આદ્રિઆટિક સમુદ્રને મળે છે. આર્નો અને તૈબર એ બંને ભૂમધ્ય સમુદ્રને મળે છે.

**મુખ્ય દ્વીપો**—સિસિલિ, એ બેટ ઈતાલિની દક્ષિણે ત્રિકોણાકારે છે; ભૂમધ્ય સમુદ્રમાં એ મોટામાં મોટો બેટ છે. સાર્દિનિઆ, એલ્બા, ઇત્યાદિ. સિસિલિની દક્ષિણે માલ્તા અને ગોઝો ઇંગ્રેજના તાબામાં છે.

**મુખ્ય સરોવરો**—ગાર્દા, કોમો, અને માજિઓરી. એ સિવાય બીજાં ઘણાં સુંદર સરોવરો છે.

**મુખ્ય ભૂશિરો**—સ્પાર્તિવેન્તો, ઇતાલિની દક્ષિણે; પાસ્સારો, સિસિલિની દક્ષિણે.

**મુખ્ય સ.મુદ્રધુની**—ઓત્રાંતો ઈતાલિ અને તૂર્કસ્તાનની વચ્ચે છે. મેસિનાની સામુદ્રધુની ઈતાલિ અને સિસિલિની વચ્ચે છે. બોનિફેશિઓની સામુદ્રધુની સાર્દિનિઆ અને કાર્સિકાની વચ્ચે છે.

**મુખ્ય અખાત**—વેનિસ અખાત, તારન્તો અખાત, અને જીનોઆ અખાત.

## મુખ્ય શેહેરો.

**રોમ**—એ રાજધાની તૈબર નદીને કાંઠે છે. આખી દુનિયામાં પ્રસિદ્ધિને પામેલાં શહેરોમાંનું એ એક છે. ઇ. સ. પૂર્વે ૭૫૩ માં એ શહેર વસ્યું. રોમન કાથલિક ધર્મનો અધ્યક્ષ જે પોપ તેનો મુકામ એમાં છે. જરૂસલમથી ઉતરતું શહેર રોમન કાથોલિક ખ્રિસ્તીઓને મનથી એ ગણાય છે. રોમ શહેરમાં સેંકડો મોટાં દેવળો છે જેમાં સેંટ પિટર નામનું દેવળ આખા યૂરોપમાં પ્રખ્યાત છે. એ દેવળને બાંધતાં ૨૦ કરોડ રૂપીયાનો ખરચ લાગેલો કેહેવાય છે અને તે લગભગ પોણા બે સદીએ બંધાઈને પુરૂં થયું હતું. આગળ રોમમાં એક ગોળાકાર નાટકશાળા હતી જેમાં ૮૦ હજાર તમાસગીરો બેસી શકે એટલી જગા હતી. તે હાલ ત્યાં ભાગી અવસ્થામાં છે. રોમમાં છ લાખ માણસ વસે છે.

**ફ્લારેન્સ**—આર્નો નદીપર, સમુદ્રથી ૫૦ મેલ દૂર, આગળ ટસ્કનીના ભાગની, અને પછે સન ૧૮૬૪ થી તે ૧૮૭૦

સુધી આખી ઇતાલીના રાજ્યની રાજધાનીનું શહેર હતું. બધી રીતે એ એક રાજધાની લાયક શહેર છે. એમાં બાવલાં તથા દુનિયા વચ્ચે સર્વેથી સરસ કોતરકામનો તથા ચિત્રોનો ઘણો કિંમતી સંગ્રહ છે. નામાંકિત ચિતારા માઇકેલ એનજીલોની એ શહેર જન્મભૂમિ ગણાય છે. એમાં ૧ લાખ, ૨૦ હજાર માણસની વસ્તી છે.

**ટ્યૂરિન**—પો નદીપર, સાર્ડિનિયાના રાજનું રાજધાની શહેર, એમાં રેશમના કારખાના અને એક વિદ્યાલય છે. એમાં ૧ લાખ, ૮૦ હજાર માણસની વસ્તી છે.

**જીનોઆ**—ઉત્તરપશ્ચિમે જીનોઆના અખાત ઉપર, આગલાં એજ નામનાં બળવાન પ્રજાસત્તાક રાજ્યનું રાજધાની શહેર હતું. એ એના આગળ ઘણા બહોળા વ્યાપાર માટે પ્રખ્યાત છે. આ શહેરમાં પ્રખ્યાત નાવીક ક્રિસ્ટોફર કોલમ્બસનો સન ૧૪૩૫ માં જન્મ થયો હતો.

**મિલાન**—આલોના નદીપર, લામબાર્ડિના ભાગની રાજધાની. એ શહેરમાં દાખલ થવાને દસ દરવાજા છે. એમાં એક ઘણુંજ જોવા લાયક ડોમો કેથીડ્રલ નામે દેવળ છે; જે તમામ સફેદ સંગેમરમરના પથરનું બાંધેલું છે; અને તેની નકસીનું કોતરકામ ઘણું તારીફ લાયક ગણાય છે. એ મધ્યે ૪૫૦૦) ઘણાજ નાદર બાવલાં તથા એકસો મિનારાઓ ગોઠવી ઘણુંજ સુશોભિત બનાવ્યું છે. પહેલાં નેપોલિયન શહાનશાહના વખતમાં અહીં એક ઘણી મહાભારત નાટક-

શાળા બંધાઈ છે, જેમાં ૩૫ હજાર માણસો ઘણી સગવડથી બેસી શકે છે. એમાં મુખ્ય કરીને રેશમના કારખાના અને તેનો બહોળો વ્યાપાર છે. આ શહેરમાં ૧ લાખ માણસની વસ્તી છે.

**વેનિસ**—આડ્રિયાટિક સમુદ્રમાં ઘણાક ટાપૂઓ જોડી તે ઉપર વસાવ્યું છે. વ્યાપારનું એ મોટું બંદર છે. આગળ એ વેનિસિયાના વખણાયલાં પ્રજાસત્તાક રાજ્યનું ઘણી સદી સુધી પાયતખ્ત શહેર હતું. હાલમાં એમાં ૧ લાખ, ૨૦ હજાર માણસની વસ્તી છે.

**નેપલ્સ**—ભૂમધ્ય સમુદ્રના કિનારાપર એજ નામના રાજ્યની રાજધાની. દક્ષિણ ઇતાલીનું એ મુખ્ય બંદર છે. એમાં ૪ લાખ ૨૦ હજાર માણસની વસ્તી છે. એની પૂર્વે ૧૦ મૈલ દૂર વિસૂવ્યસ નામે જવાળામૂખી પર્વત છે; જેની ઊંચાઈ ૪ હજાર ફીટની છે.

**સાઇરાક્યૂસ**—એ એની આગલી મોટાઈ માટે પ્રખ્યાત છે. એ પહેલું ઈ. સ. પૂ. ૭૩૬માં કારિંનથિયન લોકે વસાવ્યું, તે પછી આનિથિયન લોકે ઈ સ. પૂ. ૪૧૪ માં એ ઉપર ઘેરો ઘાલ્યો, બાદ ઈ. સ. પૂ. ૨૧૨ માં રોમન લોકો તેના ધણી થઇ પડ્યા. એ આર્કિમિડસની જન્મભૂમી ગણાય છે.

**પાડૂઆ**—એમાં મોટી વિદ્યાલય છે.

**પાર્મા**—એ એજ નામની નદીપર, પાર્માના ભાગની રાજધાની.

**લેગહોર્ન**—એ એડિજ નદીપર ઉત્તરે ઈતાલીનું વ્યાપારનું મુખ્ય બંદર છે.

**પાલર્મો**—સિસિલીના રાજ્યનું મુખ્ય શહેર, એમાં સારો વ્યાપાર છે. વસ્તી ૧ લાખ ૭૦ હજાર માણસની ગણાય છે.

**મસીના**—એ પણ એક મોટું, વસ્તીવાળું, તથા ઘણાં મોટાં અને સારાં બારાંનું શહેર છે.

**વેરોના**—ઈશાન કોણે એડિજ નદીપર. એમાં મરમરના પથરની એક મહાભારત રોમન નાટકશાળા હતી, જેમાં ૨૦ હજાર માણસ બેસી શકતાં.

**બ્લોગના**—ઉત્તરે રેનો નદીની પાસે, આખાં ઈતાલી વચ્ચે જૂનામાં જૂની વિદ્યાલય છે. વસ્તી ૮૦ હજાર માણસની છે.

**બ્રિંન્દિસિ**—એ બંદર છે.

**હર્ક્યુલેનિયમ**, અને **પૉમ્પીઆઈ**—એ બેઉ આગલા વખતનાં નામીચાં શહેરો; ઈ૦ સ૦ ૭૯ ના વર્ષમાં વિસૂવિયસ પહાડ ફાટયો ત્યારે પહેલું શહેર તેની રાખમાં, અને બીજું શહેર તેના લાવા નામના બળતા રસમાં દટાઈ ગયાં હતાં. ઈ૦ સ૦ ૧૭૧૩ માં એક કૂવો ખણતાં અકસમાત હર્કયૂલેનિયમ માલમ પડી આવ્યું, જે ૧૨થી વધારે

તપાસ અને ખોળ કર્‍યાથી સન ૧૭૫૯ માં પૉમ્પીઆઇ શહેર પણ હાથ લાગ્યું.

**કાગ્લિયારી**—એ એક કિલ્લેબંધી કીધેલું સાર્ડિનિયાના ટાપૂનું રાજધાની શહેર છે. એમાં એક વિદ્યાલય છે.

**પાઇસા**—આર્નો નદીના મુખ પાસે. નામીચા જ્યોતિઃ શાસ્ત્રી ગાલિલિયોની જન્મભૂમિ. એમાં એક વિદ્યાલય છે. અત્રે એક ઝોંક ખાધેલો તદન મારબલ પથરનો બાંધેલો મિનારો છે.

## વધુ વિગતો.

ઈતાલિ એ ખરૂં કહીયે તો દ્વીપકલ્પ છે. એની આકૃતી મનુષ્યંના પગ જેવી છે. એ દેશ ઉપર રાજાનો અમલ છે. ઈતાલીની લંબાઇ ઉત્તર પશ્ચિમ માંઊંટ બ્લાંથી તે દક્ષિણ પૂર્વે કેપ લ્યૂકા સુધી ૭૫૦ મૈલ, પહોળાઇ સવાયની કિનારીથી તે આડ્રિયાટિક સમુદ્ર સૂધી ૩૮૦ મૈલ, અને વિસ્તાર ૧ લાખ, ૨૦ હજાર ચોરસ મૈલ છે. વસ્તી ૨ કરોડ, ૬૯ લાખ, ને ૫૮ હજાર માણસની ગણાય છે.

ઈતાલીની હવા સૂકી, ગરમ, અને સુખકારક છે; એટલા સારૂં નિ’સ, જીનોઆ, લેગહોર્ન અને રોમ તરફ યૂરોપના ઘણા ભાગોના દર્દીઓ હવા ફેરફાર કરવા જાય છે. આ દેશમાં ગરમીની ૠતમાં અને કોઈવાર વરસાદના દિવસોમાં એક જાતની ઝેરી બોખાર જેને આપણે જંગલની તાપ

કરીને બોલાઓ છે તે પશ્ચિમ તરફ ફૂટી નિકળે છે, ત્યારે ત્યાં ખરાબી થાય છે. નેપલસ તરફ ઉન્હાળાની ગરમી અતિશે છે; અને કોઈ કોઇવાર આફ્રિકા તરફથી એક જાતનો ખરાબ ગરમ પવન આ દેશની દક્ષિણ ભણી વાય છે ત્યારે પણ ઘણી નૂકશાની પહોંચે છે.

જમીન ઘણી ફળવંત છે. મુખ્ય કરીને ઉત્તર તરફની જમીન ઘણીજ સારી રીતે ખેડવામાં આવી છે; જ્યાં ઘણીજ જાતનો અનાજ, મેવા, રૂ, રેશમ, તથા દ્રાક્ષ વગેરેની નિપજ થાય છે. નેપલસવાળો ભાગ ઘોડા તથા મેંઢા માટે, અને લાંમબર્ડિનો તથા પાર્માનો ભાગ ચાલુ ખોરાકની પેદાશ માટે પ્રખ્યાત છે. સંગેમરમરનો ઘણી ઊંચી જાતનો શોભાયમાન પથર આ દેશના ઉત્તર ભાગમાં બહુ મળે છે. સિસિલીના ભાગમાંથી એટલી ગંધક મળેછે કે આખા યૂરોપને તે પૂરી પડેછે. એ ઉપરાંત કોઇ બીજી જાતની ધાતુની પેદાસ જાણવા જોગ નથી. કારખાણા કોઇ રીતે બહોળો ફેલાવો પામેલાં નથી; જે કાંઇ છે તે ઉત્તર ભાગમાંછે, અને તેમાં મુખ્ય રેશમનાં છે. એટલું છતાં વ્યાપાર સારો છે. નિકાશ માલમાં મુખ્યકરીને દારૂ, તેલ, મેવો, તથા રેશમ છે. એકવાર મધ્ય જમાનામાં વેનિસ, જીનોઆ, ને પાઈસા વ્યાપારને કીજે ઘણી અગત્ય ધરાવતાં શહેરો હતાં; પણ જ્યારથી પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાનમાં આવવાનો કેપ ઑવ ગૂડ હોપનો માર્ગ શોધી કહાડયો, ત્યારથી આ શહેરોના વ્યાપારની સ્થિતિમાં ફેરફાર થઈને આજે પડતી અવસ્થામાં આવી પડયાંછે. આ મુલક

ઘણા લાંબા વખતથી ઘણા સારા હોન્નરો તથા કસબોને માટે જાણીતો છે. આ મુલૂકે ચિત્ર વિદ્યામાં, સંગીત વિદ્યામાં, કોતર કામના હોન્નરમાં તથા બાંધકામ વિદ્યામાં, પૂરી માહેતગારી મેળવી છે. હાલના ઇટાલિયનો સભ્ય, ચંચલ, તથા સારા સોખીન લોકો છે; પણ આળસુ, વેહમી, અને કીનાખોર આદમી પણ છે. એઓની વખત રાખવાની રીત કંઇક જૂદીજ છે. સૂર્ય અસ્ત પામવા પછે અર્ધે કલાકેથી દિવસની સરૂઆત ગણે છે. આ લોકો રોમન કેઆથોલિક પંથના છે. એઓના જે જૂદાં જૂદાં રાજ્ય હતાં, અને તેમાંના કેટલાંકો ઉપર આસ્ત્રિઆવાળો મૂરબ્બીગીરી ભોગવતો હતો, તેનો સન ૧૮૬૪ માં અંત લાવી, તે બધાં જૂદાં જૂદાં રાજ્યોનું એક મોટું અને એકંદર રાજ્ય થયું છે. અને સાર્ડિનિયાના ભાગના વિકટર ઇમાન્યૂઅલને આખાં ઇટલીના એકંદર રાજનો પાદશાહ ઠરાવ્યો છે. ઇટાલીનાં જૂદા જૂદા ભાગોને જૂલમગારોની જૂલમીમાંથી છોડવનાર, તથા પાદશાહ વિકટર ઈમાન્યૂઅલને આટલે દરજ્જે મૂકનાર કાંઉંટ કાઉર જેવો તેનો પ્રધાન, તથા ગાલીબારડી જેવો તેનો શૂરો સરદાર હતો.

---

# યૂરોપી તૂર્કસ્તાન.

**સીમા**—ઉત્તરે આસ્ત્રિઆ અને હંગરિ, તથા રૂશિઆ, પશ્ચિમે આસ્ત્રિઆ, આદ્રિઆતિક સમુદ્ર, અને ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે ગ્રીસ; અને પૂર્વે આર્કિપેલેગો, માર્મોરા સમુદ્ર અને કાળો સમુદ્ર છે.

એમાં પર્વતો ઘણા છે તેઓમાં મુખ્ય કાર્પેથિઅન પર્વત પશ્ચિમે તુર્કસ્તાન અને હંગરિને જુદા પાડેછે. પૂર્વે પશ્ચિમ આવેલા બાલ્કન પહાડ તુર્કસ્તાનની મધ્ય ભાગે પડેલા છે; અને તુર્કસ્તાનની દક્ષીણે અને પશ્ચિમે પર્વતોની હાર છે, તે આલ્પ્સથી ગ્રીસ સુધી ગયેલી છે. એ છેલ્લી હારનું ઊંચામાં ઊંચું શિખર ઓલિમ્પસ પર્વત છે.

**મુખ્ય નદીઓ**—દાન્યુબ એ નદી આસ્ત્રિઆ અને હંગરિમાં થઇને તુર્કસ્તાનમાં વહી કાળા સમુદ્રને મળેછે. સેવ અને પ્રૂથ એ બે દાન્યુબને મળનારી નદીઓ છે.

**મુખ્ય દ્વીપો**—ક્રિત (અથવા કાંદિઆ) અને લેમ્નોસ. એ સિવાય બીજા નાના નાના બેટ ઘણા છે.

**મુખ્ય સામુદ્રધુનીઓ**—દાર્દનલ્સ (અથવા હેલેસ્પોંટ) એ આર્કિપેલેગો અને માર્મોરા સમુદ્રને જોડેછે; અને બાસ્ફરસ માર્મોરા સમુદ્રને જોડેછે.

**મુખ્ય અખાત**—સાલોનિકિ. વળી બીજા નાના નાના અખાતો ઘણા છે.

# મુખ્ય શેહેરો.

**કાન્સટાન્ટિનોપલ**—બાસફરસની સામુદ્રધૂની ઉપર પાયતખ્ત શેહેર છે. ઇ. સ. ૩૩૦માં કાન્સટનટાઇન મ્હાત્માએ એ વસાવ્યું હતું. એને સાધારણ રીતે આપણી ભાષામાં ઇસ્તમબોલ પણ કહે છે. સન ૧૪૫૩ સુધી ગ્રીક શાહાનશાહાઓને અસ્તક હતું; તેઓની પાસથી તૂર્કી પાદશાહ મહામેદ બીજાએ જીતી લીધું હતું. યૂરોપ મધે બોહોળી વસ્તીવાળાં શેહેરોમાં એ ત્રીજું શેહેર છે. એમાં ૧૦ લાખ ૭૫ હજાર માણસની વસ્તી છે. એ શેહેરનો તથા તે મધેની મોટા ઘૂમટો અને કળસો સાથની મશજીદોનો શેહેરની બહારથી બહુ ભપકાદાર દેખાવ મારે છે; પણ અંદર જઈ જોયું કે, ઘરોની કંગાલીઅત, રસ્તા, ગલીઓની ગંધીલાઇ, અને લોકનું ફૂવડપણું નજરે પડે છે. એને ઈસ્તમબોલ કરીને પણ કહે છે.

**આડ્રિયાનોપલ**—મારિટ્ઝા નદીપર મોટા વેપારનું મઠક છે. એમાં ચાંમડાં કેળવવાના તથા રેશમી કાપડ બનાવવાના કારખાના છે. ત્યાં અફીમનો પાક થાય છે; તથા ગૂલાબનું ઘણું સરસ અતર બનાવે છે. એમાં ૧ લાખ, ૫૦ હજાર માણસની વસ્તી છે. સન ૧૩૬૬ થી તે ૧૪૫૩ સૂધી એ રાજધાની શેહેર ગણાતું હતું.

**બુકરેસ્ટ**—એ રોમાન્યાના ભાગની રાજધાની.

**બેલગ્રેડ**—એ સેવ અને ડાન્યૂબ નદીઓના સંગમ ઉપર એક મોટું, મજબૂત, ને કિલ્લેબંધી કીધેલું શેહેર છે. એ સર્વિઆના ભાગની રાજધાની ગણાય છે.

**સોલોનિકી**—એ એજ નામના અખાત ઉપર વેપારનું બંદર છે. એમાં રૂ, રેશમ અને ચામડાંના કારખાના છે.

**ગાલીપોલી**—માર્મોરાના સમુદ્ર ઉપર તુર્કીના અરમારનું મુખ્ય મટક છે. તુર્કીઓ પેહેલા સન ૧૩૫૫ માં ત્યાં ઉતરયા હતા.

## વધુ વિગતો.

એ દેશ ઉપર રાજ્ય કરનાર મુસલમાન રાજાને સુલતાન કહે છે. એના ૮ ભાગ કે રાજ્ય કરેલાં છે. વળી દાન્યુબ નદીની દક્ષિણે રોમાનિઆ, રોમાનિઆની નૈઋત્ય કોણમાં સર્વિઆ, અને સર્વિઆની દક્ષિણે મોંતિનીગ્રો એ ત્રણ સંસ્થાન લગભગ સ્વતંત્ર છે.

સને ૧૮૭૮ માં આ રાજ્યને રૂશિઆએ લડાઈમાં હરાવી તોડી પાડયું છે. એના કેટલાક પ્રાંતો એ રાજ્યમાંથી નીકળી ગયા છે. પરંતુ તેઓની મર્યાદા હજુ નક્કી થઇ નથી પણ રાજ્યમાં ભંગાણ પડયું છે.

તુર્કસ્તાનની લંબાઇ આડ્રિયાટિક સમુદ્રથી તે કાન્સસ્ટાન્ટિનોપલ સુધી ૫૦૦ મૈલ, પહોળાઇ ગ્રીસની ઉત્તરથી તે દાન્યુબ નદી સુધી ૪૦૦ મૈલ, અને વિસ્તાર ૨ લાખ ૪ હજાર ચોરસ મૈલ છે. કૂલે વસ્તી ૧ કરોડ, ૬૪ લાખ, અને ૪૦ હજાર માણસની ગણાય છે.

તૂર્કસ્તાનનો દક્ષિણ ભાગ ઘણાક પહાડોથી ભરેલો છે, પણ ઉત્તર તરફનો ભાગ મોટાં મેદાનો તથા ફળવંત ખિણોથી ભરપૂર છે. જમિન ઘણી ફળવંત છે. હવા સ્પેન તથા ઈટાલી દેશો કરતાં વધારે સરદ છે; તોપણ ઘણી ખૂશ છે. લોકો કોઇ રીતે ખેતીના કામમાં કે વેપાર વણજમાં આગળ વધતા નથી. મુખ્ય પેદાશમાં અનાજ, લાકડું, અત્તર, મેવો, દ્રાક્ષનો દારૂ, કાફી, ચાંમડાં, મીઠું, તમાકુ, રેવંચીનો શીરો, અને બીજા સુગંધી રોપાઓની થાય છે. અત્રેના ઘોડા તથા વળદાર શિંગડાંના મેંઢાં બહુ વખણાય છે. કારખાના જે કાંઈ છે તે માત્ર ગાલીચા બનાવવાના, રેશમી કાપડના, ચામડાં કેળવવાના છે. રાજ્ય તરફથી સારો બંદોબસ્ત નહીં, અને શાહાનશાહ (સુલતાન)ની મરજી તેજ કાયદો તથા તેજ ઈનસાંફ એટલે પછી લોકોને પોતાના જાન માલનો કશો ભરોસો નથી અને વેપાર વણજ તથા ઉદ્યોગ ઉપર લોકોનું દિલ લાગતું નથી. અહિં જેબી કાંઈ હાલ વેપાર છે તે ઘણો ખરો પારકા દેશવાળાઓને હાથ છે. કેળવણી તથા વિદ્યા હુન્નરમાં તૂર્કીઓએ ઘણો થોડો ભાગ લીધો છે. જો કાંઇબી કેળવણી જેવું લેતા હોય તો તે એટલુંજ કે પોતાનું ધર્મ પુસ્તક (કુરાન) વાંચી શકે. તેઓનો શાહાનશાહ જે સુલતાનના એલકાબથી બોલાયછે, તે, જેમ દેશનો શાહાનશાહ છે તેમ સૂની મુસલમાનોનો ધર્મનો વડામાં વડો (ખલીફ) પણ ગણાય છે. એ લોકો પરોનાચર તથા લડવૈયા છે ખરા, પણ તે સાથે ઝનૂની, કંગાલ, અજ્ઞાન, નિરૂદ્યોગી, ને કીનાખોર છે; અને સારો

દિવસ નવરા નકામા બેસી હુક્કો ઘુસ્યા કરે છે. તેઓમાં એકથી તે ચાર સુધી બાયડીપર બાયડી કરવાની છૂટ છે; પણ કોઈબી ગ્રહસ્થ ઓરતે પરપુરૂષને તેણીનું મ્હો નહીં બતાવવું એવી શક્ત મનાઇ છે. અહીંના ઘરો ઘણાખરાં વગર કાચની બારીના તથા લાકડાં અને ઈંટ યાતો કાદવથી ઘણી કંગાલ હાલતમાં બાંધેલાં હોય છે. તૂર્કસ્તાનમાં કોઇ મોટું, સારૂં, અને શોભાયમાન બાંધકામ કે ઇમારત જોવા જેવાં ગણીએ તો તે સુલતાનનું જનાનખાનું છે. જેમાં લગભગ ૩ મૈલના વિસ્તારની જમીન રોકી લીધી છે. બીજી જોવા લાયક ઇમારતમાં તેઓની સેન્ટ સોફ્યાની મોટી મસજીદ છે, એ મસજીદવાળું મકાન શાહાનશાહ જસ્ટિનિયને ૬ ઠી સદીમાં બંધાવેલુ દેવળ હતું, તેને તૂર્કીઓએ પોતાની મસ-જીદ બનાવી દીધી છે. તૂર્કીઓ મુસલમીન સૂની પંથના છે.

---

## રૂમાન્યા.

**સીમા**—ઉત્તરે આસ્ત્રિઆ-હંગેરી અને રૂશિઆ; પશ્ચિમે સર્વિઆ, અને આસ્ત્રિઆ, દક્ષિણે બલ્ગેરિઆ, પૂર્વે રૂશિઆ અને કાળો સમુદ્ર.

**મુખ્ય પ્રાંતો**—વાલેશિઆ અને મોલ્ડેવિઆ.

**મુખ્ય નદીઓ**—દાન્યૂબ જે રૂમાન્યા અને બલ્ગેરિઆની

વચ્ચે છે અને કાળા સમુદ્રમાં પડે છે. પ્રૂથ, રૂશિઆ અને રૂમાન્યાની વચ્ચે અને દાન્યૂબને મળે છે.

**મુખ્ય શેહેરો**—બુકરેસ્ટ એ રૂમાન્યાની રાજધાની, જેસી અને ગાલાટઝ.

## વધુ વિગતો.

રૂમાન્યાનો મુલક સાડી ત્રણસે મૈલ લાંબો અને એટલોજ પોહોળો છે. કુલ વિસ્તાર ૪૯,૪૬૩ ચોરસ મૈલનો છે. વસ્તી ૫૩,૭૬,૦૦૦ માણસની છે. એની જમીન બહુજ રસાલ છે. રૈયત જૂદા જૂદા લોકોની ભેળ છે. ઘણાખરા અસલ રોમન વંશના ઉતરેલા છે. ૧૮૮૧ માં રૂમાન્યાને પેહેલવેહેલું સ્વતંત્ર રાજ્ય ગણવામાં આવ્યું. રાજાને પ્રધાન છે અને ધારા કાયદા સઘળા પારલામેંટમાં બંધાય છે.

---

# સર્વિયા.

**સીમા**—ઉત્તરે આસ્ત્રિઆ-હંગેરી, પશ્ચિમે અને દક્ષિણે ટર્કી, પૂર્વે રૂમાન્યા અને બલ્ગેરિઆનો ટર્કીસ ભાગ.

**મુખ્ય નદીઓ**—મોરાવા, દેશની વચ્ચેથી દોડી દાન્યૂબને મળે છે, ડ્રાઇના અને ટીમોક.

**મુખ્ય શેહેરો**—બેલગ્રેડ રાજધાની, ક્રાગોઝીવાટ્ઝ (જૂની રાજધાની) નિસા ગરમ ઝરાઓ માટે પ્રખ્યાત છે.

## વધુ વિગતો.

સર્વિયાનો વિસ્તાર ૧૮૮૧૬ ચોરસ મૈલનો છે અને વસ્તી ૧૯,૭૦,૦૦૦ માણસની છે. આ દેશ પાહાડી છે અને જંગલોથી ભરપૂર છે. જમીન રસાલ છે. ગાય ઢોરની ઉત્તપતી સારી છે. દેશના ચોવીશમાં ભાગમાં પણ ખેડાણ થતું નથી. ઘણું કરી લોક ઢોરો ઉછેરીને ગુજરાન ચલાવે છે. દેશ ઉપર રાજાનો અમલ છે અને તેને રાજ્યસભા સલાહ આપે છે. લોક ખ્રિસ્તી છે.

---

## મોન્ટિનીગ્રો.

**સીમા**—ઉત્તરે ટર્કી, પશ્ચિમે હર્ઝીગોવીના, આસ્ટ્રિઆનો મુલક, ડાલ્મેશિઆ, અને આડ્રિઆટીક સમુદ્ર; પૂર્વે આલ્બેનિઆનો ટર્કીશ ભાગ.

**મુખ્ય શેહેરો**—સેટીગ્ની (રાજધાની) એન્ટિવારી અને ડલસિગ્નો.

### વધુ વિગતો.

મોન્ટિનીગ્રોને ત્યાંના રેહેવાશીઓ ઝર્નાગોરા અને ટર્કી લોક કારાડાઘ એને નામે ઓળખે છે. એ ત્રણે શબ્દોના અર્થ 'કાળા પાહાડ' એવો થાય છે. એ દેશ ઘણોજ નાહાનો છે. માત્ર ૨૮૯૮ મૈલનો વિસ્તાર છે અને ૨,૩૬,૦૦૦ માણસની વસ્તી છે. દેશ બહુજ પાહાડી છે અને ઓક તથા પાઈન

ઝાડોથી ગીચ ભરાઇ ગયલો છે. વસ્તી બહુ લડાયક છે. દરેક પુરૂષ લડવૈયો સિપાહ છે અને કામ પડે તો સ્ત્રીઓ પણ લડવાને ઉતરે. આ શૂરા લોકોએ પોતે પોતાનો રાજા નિમ્યો છે જેને 'હોસ્પોડાર' કેહે છે. મુખ્ય કુટુંબોમાંથી પસંદ કરેલા અધ્યક્ષોની સલાહ લઇ આ રાજા રાજ ચલાવે છે.

---

## ગ્રીસ.

એ તૂર્કસ્તાનની દક્ષિણે છે. ગ્રીસ અને તૂર્કસ્તાન મળીને લગભગ દ્વીપકલ્પ થયેલો છે. પશ્ચિમે અને દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર અને પૂર્વે આર્કિપેલેગો છે. એના ત્રણ ભાગ છે, ઉત્તર ગ્રીસ, મોરિઆ દ્વીપકલ્પ, અને દ્વીપો. એ દેશ પહાડી છે. ઊંચામાં ઊંચો પર્વત પાર્નાસસ છે.

**મુખ્ય દ્વીપો**—આયોનિયન બેટનો સમૂહ એ ગ્રીસ અને તૂર્કસ્તાનની પશ્ચિમે છે. નીગ્રોપોંટ અને સૈકલેદીસ ગ્રીસની પૂર્વે છે.

**મુખ્ય ભૂશિર**—માતાપાન મોરીઆની દક્ષિણે છે.

**મુખ્ય સંયોગીભૂમિ**—કોરિંથની સંયોગીભૂમિ એ ઉત્તર ગ્રીસ અને મોરીઆને જોડે છે.

**મુખ્ય અખાતો**—પત્રાસ તથા લીપાંતો (કોરિંથ) એ બંને ઉત્તર ગ્રીસ અને મોરીઆની વચ્ચે છે. ઇજિના એ આથેન્સ અને મોરીઆની વચ્ચે છે. એ સિવાય બીજા ઘણા છે.

# મુખ્ય શેહેરો.

**આથેન્સ**—ઇજિનાના અખાત ઉપર સન ૧૮૩૦ થી રાજધાનીનું શેહેર છે. અસલ જમાનાના ઘણા પ્રખ્યાત શેહેરો મધેનું એ એક ઘણું નામાનકિત શેહેર છે. એ, સાક્રેટિસ, પ્લેટો, પેરીક્રા, તથા ફિડિયાસ વગેરે મહા વિદ્વાન ફિલસૂફોની જન્મભૂમિ છે.

**મિસોલોંગી**—પશ્ચિમે પેટ્રાસના અખાતપર, એમાં અંગ્રેજ સાહેર લૉર્ડ બાઇરન સન ૧૮૨૪ માં મરણ પામ્યો હતો.

**કોરિંથ**—એજ નામની સંયોગીભૂમિ પાસે, એકવાર એ મોટું અને માતબર શેહેર હતું.

**નાપલિયા**—એજ નામના અખાત ઊપર ૮૦૦ ફીટની ઊંચાઇએ મજબૂત કિલ્લેબંધી કાંધેલું મોટું બંદર છે. એને ગ્રીસનું જીબ્રાલ્ટર કરીને પણ કહે છે.

**સાઇરા,** અથવા **હર્મોપોલાઇજ**—એજ નામના ટાપુઉપર, ગ્રીસના રાજધાની શેહેર શિવાય એ ઘણુંજ અગત્યનું શેહેર છે, એમાં વેપાર પણ બહોળો છે.

**કાર્ફૂ**—અયોનિયનના ટાપુનું આગળાં પ્રજાસત્તાક રાજનું રાજધાની શેહેર હતું. એમાં એક વિદ્યાલય છે.

**થિબસ**—અસોપો નદીપર, ઘણાજ પૂરાંણા જમાનાનું જાણીતું શેહેર છે. ઈ. સ. પૂ. ૧૫૪૯ માં ફિનિયન **કાડમસે** વસાવ્યું હતું.

# વધુ વિગતો.

ગ્રીક લોકને યૂનાની પણ કેહે છે. એ લોક નિર્ધન છે, અને તેમનાપર ઘણા કાળ થયાં નઠારો અમલ ચાલે છે. તેમને વેપાર બહુ ગમે છે અને તેઓ સારા વહાણવટી છે. મુખ્ય નિકાસ આમળાં, તેલ,.સીસું, ઇત્યાદિ છે. કુલ વસ્તી સાડા ચૌદ લાખ માણુસની છે. ગ્રીસ અથવા યૂનાનનો મુલક પહાડી અને વિસ્તારમાં ઘણો નાનો છે. હવા લગાર ગરમ તોપણ સુખકારક છે. શિયાળો ઘણા થોડા વખતનો અને બરફ તો કાંઈ જવલેજ જોવામાં આવે છે. વર્ષનો મોટો ભાગ આસમાન સાફ અને વગર વાદળાં બૂડલીનું ખોલ્લું રહે છે. આ દેશ જે જગાએ છે તે વેપાર વણજ ચલાવવાને ઘણોજ અનૂકુળ છે. મુખ્ય નિપજ ઘણીખરી યૂરોપના દક્ષિણ દેશો પ્રમાણે છે. અનાજ, તેલ, મધ, દ્રાક્ષનો દારૂ, રૂ, ઉન, રેશમ, ચોખા અને મેવો તો અતિશય થાય છે. કારખાના કાંઇ જાણવા જણાવવા જોગ છે નહીં.

એકવાર મોટા દમામ, સારી વસ્તી, તથા પૂરિ કીર્તિ પામેલું આ દેશ, તે માસિડોનિયન, રોમન તથા તૂર્કીઓના અનૂક્રમે સપાટામાં આવ્યાથી, આજે તે સઘળું ખોઇ દેઈને એક ગરીબડી હાલતમાં આવી પડયું છે; પણ જગો જગોએ હજુરખી તેની આગલા વખતના વિદ્યા હુન્નરની બાકી રહેલી મહાભારત નિશાંનો, તેની બીસમાર હાલતમાંબી પોતાની આગલી મોટાઇની સાબેતી આપે છે. ખરેખર તેની દરેક

પગલાં ભર જમિન કીર્તિને લાયક છે. આ લોકોએ છેલ્લાં ૩૪૦ વર્ષ સૂધી તૂર્કીઓનો જૂલમ અને જાસ્તી એક બંધીવાન મૂઆફક ખમી, અંતે સન ૧૮૨૧ માં ઘણી બહાદૂરીથી તૂર્કીઓની સામે લડાઈ ઉઠાવી, જેમાં તેઓને ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, અને રૂશિયા એઓએ મદદ તથા આસરો આપ્યો અને અંતે સન ૧૮૨૯ માં તેઓને તૂર્કીના જૂલમમાંથી છોડવી આપ અખત્યાર કરીને તેઓએ પોતાની નગેહબાની હેઠળ સ્વતંત્ર રાજ સ્થાપી આપ્યું. હવડાં એમાં જ્યોર્જ પહેલાને નામે ડેન્માર્કનો શાહાજાદો ઉવિલિયમ (આપણી પ્રીંન્સેસ ઓવ વેલ્સનો ભાઇ) રાજા તરીકે રાજગાદીએ બેઠો છે. ગ્રીકો ખ્રિસ્તી ગ્રીકચર્ચ પંથના છે.

અયોનિયનના ટાપુઓ જે સન ૧૮૧૫ થી ગ્રેટ બ્રીટનના આસરા હેઠળ હતાં તે સન ૧૮૬૪ થી ગ્રીસના રાજ્યને હવાલે કરયાં છે.

---

**સમાપ્ત.**

---